# પુસ્તક–પરિચયનો પ્રવેશ

**ગુજરાતમાં** વાર્તાઓ અને પરીકથાઓ ઘણી લખાય છે; પરંતુ હવે એ સમય આવ્યો છે કે જ્યારે, દુનિયાભરની તમામ વૈજ્ઞાનિક પ્રવૃત્તિઓનો પરિચય પણ ગુજરાતની જનતાને મળી જવો જોઈએ. સામાન્યમાં સામાન્ય માણસ પણ સમજી શકે તેવી ભાષામાં, આ પરિચય આપવાનો પ્રયત્ન થાય, તો એ વિશેષ લાભદાયી નીવડે. એવો એક પ્રયત્ન અહીં પ્રોફે. એન. એમ. શાહે કર્યો છે. ગુજરાતી ભાષા બોલનાર–લખનાર, પણ અંગ્રેજી ભાષાથી તદ્દન અનભિજ્ઞ, એવા સામાન્ય માણસો માટે, એમણે આ પહેલાં ઘણા ઉપયોગી, શુદ્ધ, અને સુંદર લેખો લખ્યા છે અને વૈજ્ઞાનિક દિશાનો ઠીક કહેવાય એવો પરિચય પણ લોકોને આપ્યો છે, પરંતુ જીવનચરિત્ર આલેખવાનો આ એમનો પ્રથમ પ્રયાસ છે. મેડમ ક્યુરીના અદ્ભુત જીવનનું આલેખન કરીને એક નવીન જ દિશા એમણે ઉઘાડી છે. આશા છે કે બીજા પણ અનેક વૈજ્ઞાનિકોનો પરિચય આપવાનો તેઓ પ્રયાસ કરશે, અને આ નવીન દિશાનું સાતત્ય જાળવી રાખશે. ગુજરાતમાં વિજ્ઞાનદૃષ્ટિને લોકપ્રિય કરનારી જવાબદારી પ્રત્યે, તમામ વૈજ્ઞાનિકોનું આ પ્રયાસ દ્વારા ધ્યાન ખેંચાશે એ પણ જેવો તેવો લાભ નથી.

મેડમ ક્યુરીની જીવનકથા એટલી અદ્ભુત છે કે કોઈપણ જાતના કારીગરીના ઓપ વિના પણ એ પ્રેરણાત્મક અને માર્ગદર્શી બની શકે તેમ છે. દુનિયાની તમામ પ્રવૃત્તિઓનું રસાયન ત્રણ પદાર્થોમાંથી જન્મ લેતું જણાય છે. ગરીબી, મહત્ત્વાકાંક્ષા અથવા પુરુષાર્થ, અને નિસ્પૃહતા મેડમ ક્યુરીને આ ત્રણે પદાર્થો એના જીવનમાં મળી

મેડમ ક્યુરીની વિજ્ઞાન ઉપાસના અદ્ભુત હતી. એની વ્યક્તિત્વની ઉપાસના એના કરતાં પણ વધારે અદ્ભુત હતી. સિદ્ધિ મેળવવામાં તો ઉપાસના ચાલે; પણ એ સિદ્ધિને નિઃસ્પૃહતાના રંગથી રંગી નાખવામાં તો દિવ્યત્વ જોઈએ. કદાચ મોટા ભાગનું દરેક કુંદન નિઃસ્પૃહતાના આ ભવ્ય શિખરને પોતાનું ધ્યેય માને છે; અને પોતાના ધ્યેયને તો એ એક સોપાન માત્ર ગણે છે. કેવળ નિન્ય હિમાચ્છાદિત હિમાલયનાં શિખરોની જટિલ ઉંચાઈ જ મહાન પુરુષોમાં રહેલી અણુમીઃ ભવ્યતાનો કાંઈક પરિચય દર્શાવે.

જીવનચરિત્રો જીવનચરિત્ર ઘડે, એ ન્યાયે જીવનચરિત્રનું સાહિત્ય આપવું ઘટે–અગ્નાવટાણા જેટલા માપનું ‘રેડિયમ’ મેળવવા માટે જિંદગીનાં ચાર ચાર વર્ષ—દિવસ ગેકડા પહરમો અને કલાકના હિસાબે તો છત્રીસહજાર કલાક, જેની અણુખૂટ ધીરજ ટકી શકી એવી આ શક્તિમની તેજસ્વી સ્ત્રીનો જીવનપરિચય. વ્યક્તિ વ્યક્તિમા રહેલ સત્ત્વને બહાર લાવવામા મદદરૂપ બને. આપણી મહાન પ્રજા, જે અત્યરે તો અનેક નાના પુરુષોના મોટા જણાતા પઠછાયા વડે મહાન જણાય છે, એ ખરેખરા અર્થમાં મહાન બને, અને વિજ્ઞાનના રાક્ષસી બળને આર્યત્વના પરિમલનો સ્પર્શ આપવામાં સફળ નીવડે, તો આપણે જમાના સાથે રહી શકીશું. ઉપેક્ષા, અવહેલના, તિરસ્કાર કે વાતોડિયા આદર્શની વાયડી લાગતી સૂત્રાત્મક વાણી વડે, આપણે વિજ્ઞાનની પ્રગતિને રૂંધી ન શકીએ.

ખરો રસ્તો આ છે પહેલાં આપણે વિજ્ઞાનને આપણું કરીએ અને પછી એ વિજ્ઞાનને આ દેશની હવાનો સ્પર્શ આપીએ.

બર્નાર્ડ શૉએ એક જગ્યાએ કહ્યું છે તેમ ‘જીવન પોતે બીજા કોઈ હેતુ કે આદર્શ માટે નહિ તો એ જીવનની પ્રાપ્તિ માટે જ માણસને રસમય લાગવું જોઈએ.’ અને જીવનનો એ રસ એવો એક અચરજ ભર્યો રહ્યો છે કે, જીવન આટલું જ ટૂંકું હોય

તો પણ, એ ભવ્ય ઉદાત્ત અને સંસ્કારી બનવું જોઈએ. દરેકે સમજવું જોઈએ કે Life is no 'brief candle' for me. It is sort of a splendid torch, which I have got hold of for the moment; and I want to make it burn as brightly as possible before handing it on to future generations.'

જીવનનો આવો ખ્યાલ ઘડવામાં જીવનચરિત્રો પ્રેરણાત્મક બને છે. બીજા અનેક વૈજ્ઞાનિકોનાં જીવનચરિત્રો, આ દૃષ્ટિ રાખીને પ્રોફે. શાહ આપે, તો ગુજરાતી સાહિત્યની તેમજ જનતાની લાંબા વખતની એક જરૂરિયાત તો એ દિશામાં છે જ.

ખાનપુર : અમદાવાદ.
૨૫ : ૨ : ૪૭

# નિવેદન

ગુજરાતી ભાષામા જીવનચરિત્રોને લગતુ સાહિત્ય જૂજ છે તેમા પણ કિશોરોને ઉપયોગી પ્રેરણાદાયી જીવનચરિત્રોની ઊણપ છે, અને વિજ્ઞાનની વિભૂતિઓના ચરિત્ર-ચિત્રણો તો આગળીને ટેરવે ગણાવાય એટલા જ છે, એમ કહેવામા અતિશયોક્તિ નહી ગણાય એટલે મેડમ ક્યુરીનુ આ જીવનચરિત્ર ગુજરાત સમક્ષ ધરતા મને આનદ થાય છે

વિજ્ઞાનની સિદ્ધિઓ સાહિત્યને માટે સુદર સામગ્રી પૂરી પાડે છે। વિજ્ઞાનમા સશોધન પાછળ કાર્ય કરી રહેતુ માનસ, જેનો વૈજ્ઞાનિક પોતે પોતાના લખાણોમા ક્યાય ખાસ નિર્દેશ કરતો નથી એ સમજવુ અત્યત જરૂરી છે

રેડિયમની શોધક મેડમ ક્યુરી દુનિયાની મહાન સ્ત્રી-વૈજ્ઞાનિક છે પોતાના ધ્યેયની સિદ્ધિ અર્થે તેણે જે જે સહન કર્યું તે વાચતા આપણા યુવક-યુવતીઓને જરૂર પ્રેરણા મળશે એક સાચા ભક્તની માફક વિજ્ઞાની પોતાનો પ્રાણ વિજ્ઞાનને ચરણે પાથરે છે, એ ઉદાહરણ મેડમ ક્યુરીના જીવન-પ્રસગોમાથી મળી આવે છે એટલુ જ નહી પણ ક્યુરીનુ જીવન સ્ત્રીત્વનો ઉચ્ચતમ આદર્શ રજૂ કરે છે. દુનિયાના મહાન નેતાઓ અને માનવતાના ઉપદેશકો મેડમ ક્યુરી અને ક્ષ-કિરણોના શોધક રોન્ટજન જેવા સ્ત્રી-પુરુષો છે સમસ્ત માનવતાને પોતાની શોધો તેઓએ અર્પી દીધી છે, પોતાના અગત સ્વાર્થનો વિચાર કર્યો નથી

## અનુક્રમ



મિ પીઅર ક્યુરી
[ મૅડમ ક્યુરીના પતિ ]



બે બહેનો
[ બ્રોન્યા ને માન્યા ]

મેડમ ક્યુરીનું નામ જગમશહૂર છે. રેડિયમના શોધક તરીકે વિજ્ઞાનની તવારીખમાં ક્યુરીનું સ્થાન અમર છે. આ મહાન વૈજ્ઞાનિક એક નિર્ધન સ્ત્રી હતી. રશિયાના ઝારની ધુંસરીમાં પીડાતા પોલેન્ડ દેશની એ વતની હતી. પોતાની માતૃભૂમિ છોડી અભ્યાસ માટે ફ્રાંસમાં જેમ તેમ કરીને એ પહોંચી. અનેક વિડંબનાઓ વેઠી; અનેક યાતનાઓ સહન કરી, ગરીબાઈ અને ચિંતાગ્રસ્ત જીવનનાં ઘણાં વર્ષો એણે ખેંચી કાઢયાં.

ફ્રાંસના પાટનગર પેરીસમાં એક સમાનશીલ પુરુષનો તેને સમાગમ થયો. તેને પરણી અને તેમનું જીવન અદ્વિતીય સુખરૂપ નીવડયું. નિરાશાના ગાઢ અંધકારમાં–કોઈપણ પ્રકારના ઉત્તેજનહીન વાતાવરણમાં અનેક શુષ્ક પ્રયત્નોના પરિણામે દંપતીએ એક અદ્ભુત શોધ કરી–અને રેડિયમ તત્ત્વ શોધી કાઢયું: એ શોધથી એક નૂતન વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન અસ્તિત્વમાં આવ્યું; એટલું જ નહીં, પણ માનવજાતને અનેક જીવલેણ અને ભયંકર દર્દોમાંથી ઉગારવા માટે આ શોધે એક ઉત્તમ સાધન પૂરું પાડયું.

માનવ જાતના કલ્યાણમાં અદ્વિતીય ફાળો આપનાર આ વિજ્ઞાની–યુગલના કીર્તિકળશ ઝળકતા હતા, તે વખતે

## માન્યા

:૧:

રવિવારની રજા હતી. પોલાંડની રાજધાની વૉરસૉ શહેરની એક શેરીમાં આવેલું નિશાળનું મકાન આત્મા વિનાના ખોળિયા જેવું શાંત હતું. ચપ્પા અને કંપાસ વડે કોરેલા અક્ષરોવાળા બાંકડા ખાલી હતા. દૂરથી આવતા દેવળ-ઘંટના અવાજ સિવાય બધે શાંતિ હતી. મે મહિનાનો સૂરજ તપી રહ્યો હતો.

મકાનની ડાબી પરશાળમાં શાળાના નિરીક્ષક વ્લાડી-સ્લાવ સ્કલોડોવ્સ્કી રહેતા હતા. એ બાજુએથી શાંતિનો ભંગ કરતા કોઈ કોઈ અવાજના પડઘા આવતા હતા. હથો-ડાના ઘા, કાંઈક પડતું હોય એવા અવાજ; ચીચિયારી; પાછા હથોડાના ઘા; સાથે સાથે પોલિશ ભાષામાં અપાતા હુકમોના અવાજ કાને આવતા હતા.

'હેલા, દારૂગોળો ખૂટ્યો!'

'જોસેફ, ટાવર પર નિશાન તાક.'

'માન્યા, હટ જાવ.'

દેવે પોતાનો ક્રૂર પંજો ઉપાડયો. મહાશય ક્યુરી અકસ્માતના ભોગ થઇ પડયા. આ દારુણ દુઃખમાં પણ મેડમ ક્યુરીએ પતિની સાથે આદરેલું કાર્ય ચાલુ રાખ્યું અને આવેલ દુઃખ ધૈર્યપૂર્વક સહન કરી લીધું.

મેડમ ક્યુરીનું પાછલું જીવન ત્યાગનું જીવન છે. પોતાનો અર્ધો સમય વિદ્યાર્થીઓને મદદ કરવામાં અને દોરવામાં તેમણે આપ્યો: તેમાંથી બચત સમય તેમણે યુદ્ધમાં ઘાયલ થયેલાની સારવારમાં આપવા માંડયો. ન કરી પોતાની તબિયતની દરકાર, કે ન ગણ્યાં અંગત સુખદુઃખ. અને પોતાનો કાર્યહેતુ સિદ્ધ થયો હોય એમ એક દિવસ પ્રભુના દરબારમાં ચાલી ગઈ—ન કરી દોલતની વાંચ્છના કે ન કરી માનચાંદ પાછળ પડાપડી.

આ મહાન સ્ત્રી વૈજ્ઞાનિકનું જીવન એક પરીકથા જેવું લાગે છે. દુનિયા પર પરી ઊતરી આવે અને કાર્ય પૂર્ણ થતાં જીવનલીલા સંકેલે, તેમ મેડમ ક્યુરી પોતાનું કાર્ય કરી ચાલ્યા ગયાં.

આવા મહાન વૈજ્ઞાનિકના કાર્ય સંબંધી પુષ્કળ લખાય એમાં નવાઇ નથી. આ પુસ્તકમાં મેડમ ક્યુરીના જીવનપ્રસંગો આલેખવા પ્રયત્ન કર્યો છે.

કર્યાં; ઉપરના ઝભ્ભાની દોરીઓ બરાબર બાંધી. આસ્તે આસ્તે દીકરી શાંતિપૂર્વક આરામ લેવા લાગી

માન્યાને પોતાની માતા પ્રત્યે અનહદ પ્રેમ હતો તે એમ માનતી કે પોતાની માતા કરતાં દુનિયામાં કોઈપણ વધારે સારું કે ડહાપણવાળું નહોતું.

શ્રીમતી સ્કલોડોવ્સ્કા પોલાંડના જમીનદાર અમીરની મોટી દીકરી હતી તેના પિતા પૈસેટકે ઘસાઇ ગયા હતા, કોઈ મોટા ઉમરાવની જાગીરમા નોકરી કરતા હતા. તેમનું લગ્ન અસાધારણ હતું એક મોટા કુટુંબની છોકરી સાથે પ્રેમમાં પડયા; છોકરીના માબાપનો વિરોધ હતો, છતાં છાનામાના પરણી ગયા વર્ષો વહી ગયા. આજે છ બાળકો ઘરે રમતા હતાં શ્રીમતી સ્કલોડોવ્સ્કા સૌથી વધારે બુદ્ધિમાન અને હોશિયાર હતાં. તેમણે નાનપણમાં સારી કેળવણી લીધી હતી, અને શિક્ષકનો ધંધો લેવાનો નિર્ણય કર્યો હતો ૧૮૬૦માં વ્લાડીસ્લાવ સ્કલોડોવ્સ્કી સાથે લગ્નથી જોડાયા શ્રીમતી સ્કલોડોવ્સ્કા પાસે દોલત નહોતી; પણ કુટુંબની ખાનદાની હતી, ધર્મભાવના હતી, સંગીત પ્રવીણતા હતી, અને સૌથી વિશેષ પોતે ખૂબસૂરત હતાં 'ઘણું યોગ્ય'



મેડમ ક્યુરીની માતા

'પણ હું તો તમને ચોરસા લાવી આપું છું.'

'એ....મ....એમ....' બધી છોકરીઓમાં એકલો જોસેફ ધમાધમ કરતો હતો.

ફુડુડુ ભુસ ટાવર પડયો.

સ્કલોડોવ્સ્કી સાહેબના છોકરાંઓ એક ઓરડામાં રમતાં હતાં. રમત બરાબર જામી હતી

'માન્યા' બૂમ આવી. સૌથી મોટી દીકરી ઝોસિયા બારણામાં દેખાણી પોલાંડમાં ટૂંકા નામે બોલાવવાનો રિવાજ ખૂબ પ્રચલિત છે. હુલામણાનાં નામ પણ પાડવામાં આવે છે. મોટી દીકરીનું નામ સોફી હતું પણ તેને સૌ ઝોસીયા કહીને બોલાવતા. હેલનનું હેલા કરી નાંખ્યું હતું. સૌથી નાની માર્યાને માન્યા, માન્યુસ્યા, આનસ્યુ ઇત્યાદિ અનેક નામથી બોલાવતા.

'માન્યા, બા કહે છે કે ખૂબ રમ્યા, હવે ચાલો.' મોટી બહેને કહ્યું.

'પણ આ બધાને મારી જરૂર છે. હું તમને ચોરસા લાવી આપું છું.'

'બા કહે છે કે જલદી ચાલ.' માન્યાએ મોટી બહેનનો હાથ ઝાલ્યો અને બહાર નીકળી આવી. પાંચ વર્ષના બાળકને પોતાની રમત છોડી જતાં દુઃખ થતું હતું

'માન્યા, દીકરી! તારા વાળ કેવા થઈ ગયા છે? તારો ચહેરો કેવો લાલચોળ થઈ ગયો છે!' માયાળુ માતાએ ભવિષ્યની વૈજ્ઞાનિક દીકરીના હાથમાંથી ચહેરા પરથી વાળ ઠીક

સ્કલોડોવ્સ્કીના ઉપરી ઈવાનોવ બૂઠથલ હતા. પોતાના હાથ નીચેના માણસોપર જરાય દયા ન રાખનાઃ વફાદારીપૂર્વક કામ લેતા.

એક દિવસ એક બાળકે લેશનમાં જરા પોલિશ ભાષાનો ઉપયોગ કર્યો. સ્કલોડોવ્સ્કીએ નમ્રતાપૂર્વક જણાવ્યું કે, 'સાહેબ, બાળકે અજાણતાં ભૂલ કરી છે. તમે પણ સાહેબ રશિયન ભાષામાં આવી ભૂલો કરી બેસો છો. મારી ખાત્રી છે કે તમે જાણી બૂઝીને એમ કરતા નથી. આ બાળકનું પણ એમ છે.'

સાહેબ તે દિવસથી સ્કલોડોવ્સ્કીને કરડી નજરથી નીહાળતા થયા. તેમને શંકા ગઈ કે, સ્કલોડોવ્સ્કી દેશ પ્રત્યે લાગણી ધરાવે છે.

એક દિવસ આ વિષય પર સ્કલોડોવ્સ્કી પતિપત્ની વાતચીત કરી રહ્યાં હતાં.

'વિદ્યાર્થીઓએ ફંડ કર્યું: એક પ્રાર્થના ગોઠવી. ઇવાનોવની દીકરીને ટાઇફોડ થયો છે; પિતાપ્રત્યે વેરની લાગણી સંતોષવા દીકરી મરી જાય એ માટે એ પ્રાર્થના હતી! બિચારો પાદરી! જો તેને પહેલેથી ખબર પડી હોત તો તેના મોતીયા મરી જાત.' પ્રોફેસર સ્કલોડોવ્સ્કી આનંદપૂર્વક કહી રહ્યા હતા.

પણ શ્રીમતીને વાત ન ગમી. તેમણે જોડા સીવવાનું કામ ચાલુ રાખ્યું, અને માન્યા તરફ ફરીને કહ્યું, 'બેટા, આ જોડ તારા માટે.'

લગ્ન થયું એમ લોકવાણી જાહેરમાં આવી. શ્રીમાન વ્લાડી-સ્લાવે ગણિત અને ભૌતિક વિજ્ઞાનમાં ઊંચી કેળવણી લીધી હતી અને તે વિષયો શીખવતા હતા. પત્ની પણ એક સારી નિશાળ સફળતાપૂર્વક ચલાવતી હતી. વોરસોના સારા કુટુંબોની છોકરીઓ આ નિશાળમાં ભણતી.

માન્યા–ભવિષ્યની મેડમ ક્યુરી આવા સંસ્કારી માતા-પિતાની પુત્રી હતી. એની જન્મ તારીખ: ૭ મી નવેમ્બર ૧૮૬૭.

*

૧૮૭૨ માં પોલાંડની ક્રમબખ્તી હતી. શિક્ષિતવર્ગ પર ઝારની સરકારનો ડોળો હતો. ૧૮૩૧ના નિષ્ફળ બળવા પછી ઝાર પોલાંડનો વાંસો ભાંગવા માંડ્યો હતો. કેદ અને દેશનિકાલ સામાન્ય થઈ પડ્યાં હતાં. મિલકતો જપ્તીમાં લેવાતી હતી....૧૮૬૩માં બીજા બળવાનો પ્રયત્ન થયો. અઢાર માસ સુધી મરણિયા લડત ચાલી પણ આખરે બળવાખોરોને ડંફાવ્યા.

પછી તો દમનનો ક્રૂર કોરડો વીંઝાયો. ‘ખમ! પોલાંડના વતનીને કોઈ રીતે દબાવો. ટૂંકામાં પ્રજાનો આત્મા હણો.’ પોલાંડના વતનીઓને ઝાંખી આવ્યું કે આપણી શુદ્ધિ બગડવા હવે શૈતાની કૃપાથી નહીં બચો. ખૂંદ દબાવો ગરણીયા દેશભક્તો અગ્રણી નેતાઓમાં પુરી જવા અને અંદરખાનેથી યુવકોને અને વિદ્યાર્થીઓને તૈયાર કરવા લાગી ગયા. પોલાંડની નિશાળો પર ઝારના બંધીવાર કોન્ના ફરમાવવા લાગ્યા. પોલિશ ભાષાપર કડક પ્રતિબંધ મૂક્યો. પોલિશ બાળકોને ક્રિશ્ચિયન રશિયન ભાષા શીખવવાનું ફરમાન કર્યું

સ્કલોડોવ્સ્કીના ઉપરી ઈવાનોવ ભૂંડથલ હતા. પોતાના હાથ નીચેના માણસોપર જરાય દયા ન રાખનાઃ વફાદારીપૂર્વક કામ લેના.

એક દિવસ એક બાળકે લેખનમાં જરા પોલિશ ભાષાનો ઉપયોગ કર્યો. સ્કલોડોવ્સ્કીએ નમ્રતાપૂર્વક જણાવ્યું કે, 'સાહેબ, બાળકે અજાણતાં ભૂલ કરી છે. તમે પણ સાહેબ રશિયન ભાષામાં આવી ભૂલો કરી બેસો છો. મારી ખાત્રી છે કે તમે જાણી બૂઝીને એમ કરતા નથી. આ બાળકનું પણ એમ છે.'

સાહેબ તે દિવસથી સ્કલોડોવ્સ્કીને કરડી નજરથી નીહાળતા થયા. તેમને શંકા ગઈ કે, સ્કલોડોવ્સ્કી દેશ પ્રત્યે લાગણી ધરાવે છે.

એક દિવસ આ વિષય પર સ્કલોડોવ્સ્કી પતિપત્ની વાતચીત કરી રહ્યાં હતાં.

'વિદ્યાર્થીઓએ ફંડ કર્યું : એક પ્રાર્થના ગોઠવી. ઈવાનોવની દીકરીને ટાઈફોડ થયો છે; પિતાપ્રત્યે વેરની લાગણી સંતોષવા દીકરી મરી જાય એ માટે એ પ્રાર્થના હતી! બિચારો પાદરી! જો તેને પહેલેથી ખબર પડી હોત તો તેના મોતીયા મરી જાત ' પ્રોફેસર સ્કલોડોવ્સ્કી આનંદપૂર્વક કહી રહ્યા હતા

પણ શ્રીમતીને વાત ન ગમી. તેમણે જોડા સીવવાનું કામ ચાલુ રાખ્યુ, અને માન્યા તરફ ફરીને કહ્યું, 'બેટા, આ જોડ તારા માટે.'

એક દિવાલપર હવાભારમાપક યંત્ર–બેરોમિટર ટાંગેલું હતું. પ્રોફેસર તેને બરાબર સાચવતા. એક કાચના કબાટમાં કાચની નળીઓ, નાના ત્રાજવાં ઇત્યાદિ સરંજામ હતો. આ બધું પ્રોફેસર વર્ગમાં લઈ જતા. પણ સરકારે વિજ્ઞાન શીખવવાના કલાકો પર કાપ મૂકયો હતો, એટલે બધું કબાટમાં મૂકી દીધું હતું

એક દિવસ માન્યા ઊંચી થઈને કબાટમાં જોઈ રહી હતી. તેનો આનંદ માતો નહોતો. પાછળથી પિતાએ આવી કહ્યું: 'ભૌતિક શાસ્ત્રનાં સાધનો.'

રમૂજી નામ! બાળ માન્યા કોઈ દિવસ નામ ભૂલી નહીં. તેની યાદશક્તિ અજબ હતી. આનંદમાં 'ભૌતિક શાસ્ત્રનાં સાધનો' રાગમાં ગાવા મંડી પડી.

## પોલેન્ડની પુત્રી

: ૨ :

'મેરીયા સ્કલોડોવ્સ્કા!'

'હાજર, સાહેબ.'

'સ્ટાનીસ્લાસ ઓગસ્ટસ વિષે તમે શું શીખ્યા છો? બોલો.' શિક્ષકે ઈતિહાસનો પાઠ શરૂ કર્યો.

'ઓગસ્ટસ ૧૭૬૪ માં પોલાંડનો રાજા ચુંટાયો હતો. તે ખૂબ બુદ્ધિશાળી અને સંસ્કારી હતો. લેખકો અને કળાકારોનો મિત્ર હતો. રાજ્યને નબળું પાડનાર ખોડખાંપણો તે સમજતો અને ગેરવ્યવસ્થા દૂર કરવા પ્રયત્નશીલ રહેતો. દુર્ભાગ્યે તેનામાં હિંમત નહોતી' નિશાળની બારી પાસે, ત્રીજી હારમાં બેઠેલી માન્યા સ્પષ્ટ અવાજે પાઠ બોલતી હતી.

શિક્ષક કાળા રેશમી ઝબ્બાપર સફેદ કોલરમાં ખુરશીમાં બેઠેલા હતા. કરડો ચહેરો, કદરૂપું મોં, ભારે શરીરઃ સખત સુપ્રીન્ટેન્ડન્ટ તરીકે એ ઓળખાતા, પરંતુ માન્યા પર તેમની દૃષ્ટિ હતી. માન્યા વર્ગમાં બધાય કરતાં નાની પણ ભણવામાં સૌના કરતાં હોશિયાર હતી.

એકદમ સોપો પડી ગયો. બધું સૂનસામઃ વીજળીની ઘંટડીનો રણકાર થયો. શિક્ષકે એકદમ ચાલાકી ધારણ કરી. ટેબલપરથી બધા પુસ્તક ભેગાં કરી લીધાં ને બેત્રણ છોકરીઓના ઝભ્ભાના મોટા ખિસ્સામાં ઘાલી દીધાં. છોકરીઓ પાછળની બારીમાંથી ચાલી ગઈ.

ભરાવદાર ચહેરો; સોનેરી ફ્રેમનાં ચશ્માં, પીળું પાટલૂન અને ચકચકતા બટનવાળો કોટ; એવા બેડી દડીના ઇન્સ્પેક્ટર સાહેબ બારણામાં દેખાયા. શાંતિથી તેમણે આખા વર્ગ પર નજર ફેરવી લીધી. સાથે શાળાના નિયામક વિનયશીલ ચહેરે ચૂપચાપ ઊભા હતા. સાહેબને બધું બરાબર લાગ્યું.

આખો વર્ગ શિવણકામમાં ગુંથાઈ ગયો હતો. નાના નાના હાથ અંગૂઠી પહેરીને કામમાં મશગૂલ થઈ ગયા હતા.

'દર અઠવાડિયે બે કલાક શીવવાના, ઇન્સ્પેક્ટર સાહેબ' નિયામકે ખુલાસો કર્યો.

ઇન્સ્પેક્ટર આગળ વધ્યા.

'તમે હમણાં શું વાંચતા હતા? કઇ ચોપડી છે?' ઇન્સ્પેક્ટર શિક્ષક તરફ વળ્યા.

'પરીની વાતો. આજે જ શરૂ કરી.' શિક્ષકે શાંતિથી જવાબ આપ્યો. સાહેબને સંતોષ થયો હોય એમ ન લાગ્યું. મેજનાં ખાનાં તપાસી જોયાં ખાનાં ખાલી હતાં.

સાહેબ ખુરશી પર વિરાજ્યા.

માન્યા મનમાં પ્રાર્થના કરી રહી હતી કે 'હે ભગવાન! મને ન પૂછે તો સારૂં.' નસીબે તેનું નામજ બોલાયું.

માન્યા રશિયન ભાષામાં સુંદર ઉચ્ચારપૂર્વક
હતી. શિક્ષકને સાહેબને ખુશી કરવા હતા.

'તમારી પ્રાર્થના !' ઇન્સ્પેક્ટરે બેદરકારી
બાળક માન્યાએ પ્રાર્થના ગાઈ બતાવી. આરના ....
પોલાંડનો આત્મા હણવા એવો હુકમ કર્યો હતો કે બાળકોએ
પ્રાર્થના રશિયન ભાષામાં જ ગાવી.

પાછી એકદમ ચૂપકીદી.

'કેથેરીન બીજીથી માંડીને આપણા પવિત્ર રશિયાપર
રાજ કરી ગયા તે ઝાર બાદશાહનાં નામ બોલો' ઇન્સ્પેક્ટરે
ચૂપકીદી તોડી.

'કેથેરીન, પોલ, એલેકઝાંડર, નિકોલાસ, એલેકઝાંડર
બીજા.'

'બરાબર' ઇન્સ્પેક્ટરને સંતોષ થયો. વફાદારી બરા-
બર શીખવાતી લાગી

'ઝારના કુટુંબના સભ્યોનાં નામ ખિતાબ સહિત
બોલો.' એનો પણ બરાબર સંતોષકારક જવાબ આવ્યો:
સાહેબના ચહેરા પર આછું સ્મિત ફરી વળ્યું

'ખૂબ સુંદર' મનમાં તેઓ બબડયા. માન્યાના
હૃદયમાં પારાવાર દુઃખ ઉછળી રહ્યું હતું. એ જોવા ઈન્સ્પેક્ટરને
ચક્ષુઓ કયાં હતા !! પાછી પ્રશ્નપરંપરા ચાલી.

'ઝારના ખિતાબ ?' જવાબ બરાબર જ હતો.

'અને મારો ખિતાબ ?' ઇન્સ્પેક્ટરના મુખ પર આનંદ
છલકાઈ ગયો. માન્યાનો જવાબ બરાબર હતો.

'આપણા પર કોણ રાજ કરે છે?' જવાબમાં ઢીલ થવા લાગી. સાહેબની અધીરાઈ વધી. ખૂબ જોરથી સવાલ ફરીને પૂછયો.

'નામદાર શહેનશાહ એલેક્ઝાંડર બીજા, અખિલ રશિયાના ઝાર.' અત્યંત દુઃખપૂર્વક બાળક માન્યા ધીમા અવાજે બોલી. તેનો ચહેરો ધોળી પૂણી જેવો થઈ ગયો હતો.

ઘંટ વાગ્યો. સાહેબ બીજા વર્ગમાં ગયા. આખા વર્ગે વેદનાનું એક હીબકું ભર્યું.

*

નિશાળ છૂટી બાળકોની વાતચીતનો આજનો વિષય ઇન્સ્પેકટરની મુલાકાત હતી. આજુબાજુ કોઈ સાંભળતું નથી એ ખાસ ધ્યાનમાં રાખીને વાતચીત ચાલતી હતી. છૂપી પોલીસનો ખૂબ ત્રાસ હતો.

'કાકી, માન્યાને ઇન્સ્પેકટરે ખૂબ સવાલ પૂછયા. જવાબ બરાબર હતા. ઇન્સ્પેકટરે કાંઈ ટીકા ન કરી.' હેલા કાકીને કહી રહી હતી. નાની માન્યા બાજુમાં ગમગીનીમાં ચાલતી હતી.

ઇન્સ્પેકટરની પરીક્ષાને ઘણો વખત થઈ ગયો હતો, છતાં માન્યાની વ્યથા મટી નહીં. માન્યા આવા દેખાવો ધિક્કારતી. જેમાં અસત્ય કહેવાનું જ હોય એવા નીચું જોવડાવનારા દેખાવો તેના આત્માને દુઃખી કરતા. માન્યાને જિંદગીની નિરાધારતા ખૂબ લાગી આવી. માન્યા વિચારે

ચડી. કુટુંબપર આવી પડેલા એક પછી એક દુઃખ સાંભર્યાં: છેલ્લાં ચાર વર્ષ એક દારુણ સ્વપ્નાં જેવા લાગ્યા.

પ્રથમ તો, પોતાની માતાની તબિયત પ્રતિદિન બગડતી જતી હતી, એટલે તેને હવાફેર માટે લઈ ગયા હતા. એક વર્ષ બાદ માતાનો હાડકાનો માળો જોઇને માન્યા દુઃખી થઇ હતી. ૧૮૬૩ ની પાનખર ઋતુમાં આખું કુટુંબ રજાઓમાંથી અચાનક પાછું આવ્યું. આવતાં વેંત જ પ્રોફેસર સ્કલોડોસ્કીને એક સરકારી કાગળ મળ્યો. એમાં જણાવ્યું હતું કે તેમનો પગાર ઘટાડવામાં આવ્યો હતો, તેમને રહેવા અપાતું મકાન લઇ લેવામાં આવ્યું હતું અને તેમનો હોદ્દો ઉતારવામાં આવ્યો હતો. ઉપરી અમલદારે પોતાના તાબેદારને બરાબર પાઠ શીખવ્યો હતો!

પેટનું પૂરું કરવા પ્રોફેસરે ખાનગી ટ્યુશન રાખ્યાં. પત્નીની માંદગીનું ખર્ચ વધતું હતું. અધુરામાં પૂરું પોતાના એક સાળાએ જોખમકારક વેપારમાં સાહસ ખેડીને તેમને ખોટના મોટા ખાડામાં ઉતાર્યાં. પ્રોફેસરની બધી બચત એમાં હોમાઇ ગઇ.

૧૮૭૬ માં બ્રોન્યા અને કોસિયાને—બંને બહેનોને ટાઇફોઇડ થયો. એક ઓરડામાં માતા ક્ષયની ઉધરસ રોકવા પ્રયત્ન કરતી હતી, બીજા ઓરડામાં બે બાળાઓ તાવે ધમધમતી હતી.

થોડા દિવસ બાદ કોસિયા આ દુનિયા છોડી ચાલી ગઇ. નાની માન્યાએ પહેલી વાર મોત નિહાળ્યું. ક્ષયરોગી

માતા પોતાની વહાલી દીકરીને સદાને માટે જતી બારીમાંથી જોઈ રહી. સ્મશાન જવાની શક્તિ તેનામાં રહી નહોતી.

આમ દુઃખની પરંપરા ચાલતી હતી, એમાં માન્યાની માતાએ પાદરીને બોલાવવા સૂચવ્યું ૧૮૭૮ ના મે માસની ૯ મી તારીખે તેણે પણ આ દુનિયા છોડી. દશ વર્ષની માન્યા દુનિયામાં એકલી પડી. મોટી બેન ગઈ; વહાલી બા ગઇ. માન્યાને જિંદગીમાં ક્રૂરતા સિવાય અન્ય કાંઈ દેખાયું નહીં.

## સુવર્ણચંદ્રક

**: ૩ :**

દરેક કુટુંબના ઇતિહાસમાં સુખદુઃખના ભરતી-ઓટ આવે છે. સ્કલેડોવ્સ્કીના કુટુંબમાંથી દુઃખની પળો ગઇ; સુખની પળો આવવા લાગી.

હેલા સોળ વર્ષની થઇ હતી. બધામાં તે ખૂબ રૂપાળી હતી. બ્રોન્યા પણ દેખાવડી થઇ હતી. મોટો જોસેફ યુવાનીમાં પગલાં ભરી રહ્યો હતો. નાની માન્યા પણ વજનમાં વધી હતી. બધાંનો અભ્યાસ સારી રીતે આગળ વધતો હતો. જોસેફ વોરસોની યુનિવર્સિટીમાં દાક્તરનો અભ્યાસ કરતો હતો ત્યાં સ્ત્રીઓને દાખલ કરવાનો પ્રતિબંધ હતો, એટલે બહેનોને ભાઇ ભાગ્યશાળી લાગતો અને આવા વિચિત્ર પ્રતિબંધ પર ખૂબ ટીકાઓ કરવામાં આવતી બ્રોન્યાએ અભ્યાસ પૂરો કર્યો હતો અને ઘરનુ કામકાજ બધું ઉપાડી લીધું હતું.

નિશાળે જતાં બાળકોને બપોરનો નાસ્તો કપડાની થેલીમાં લઇ જવાનો રિવાજ હતો. માન્યા થેલી ખંભે નાખી ઊપડતી. રસ્તે તેની બેનપણી કાઝીઆને બોલાવતી જતી.

કાઝીઆનાં માતાપિતા ખૂબ ઉદાર હતાં. માતા વિનાની માન્યા પ્રત્યે ખૂબ મમતા રાખતાં, માની ખોટ ન લાગે એમ વર્તતાં.

માન્યા હવે સરકારી નિશાળમાં ભણતી. આ નિશાળમાં બધું રશિયામય વાતાવરણ હતું. શિક્ષકો ખાસ રશિયામાંથી લાવેલા હતા. આમાં એક શ્રીમતી મેયર હતાં. તેમનો હોદ્દો સુપ્રીન્ટેન્ડન્ટનો હતો, પણ તે છૂપી રીતે જાસૂસીનું કામ કરતી. બધા વિદ્યાર્થીઓ તેને ધિક્કારતા. માન્યા અને કાઝીયાપર તેમનો વિશેષ કરડો ડોળો રહેતો. માન્યાને તે દરેક બાબતમાં ઠપકો આપ્યા કરતી. માન્યાના ગુંચળાવાળા વાળ તેમને ન ગમતા : એમાં તેમને બળવાખોરી દેખાતી. કોઈ વાર બ્રશ લઈને તેને સીધા કરવા મથતી, પણ પાછા એમ ને એમ થઈ જતા. માન્યા નિર્દોષભાવે શ્રીમતી મેયરની વેણી તરફ જોઈ રહેતી.

'જોય! મારા સામે જોવાની તને મનાઈ કરું છું.' શ્રીમતી મેયરે હુકમ કર્યો.

'વાત એમ છે કે હું જોયા વગર રહી શકતી નથી.' માન્યાએ એક દિવસ સ્પષ્ટ કહી નાખ્યું.

માન્યાના વર્ગમાં પોલિશ, યાહુદી, રશિયન અને જર્મન છોકરીઓ ભણતી હતી. નિશાળમાં સહુ સંપીને કામ કરતી, પણ નિશાળ છૂટે કે નાતજાતના ભેદ અને તફાવતો તરી આવતા; ભાષાવાર ભેદ થઈ જતા, અને એકબીજાને વહેમથી જોતાં.

· વોરસોના સેક્ષની ચોકમાં એક ભપકાદાર સ્તૂપ બાંધેલો છે. ચાર બાજુ ચાર સિંહ બેસાડેલા છે. નીચે લખાણ છે કે

'તેમના રાજાને વફાદાર પોલિશ પ્રજાજનોને!' આ સ્તૂપ દેશભક્તોના દિલમાં શૂળની માફક ભોંકાતો.

એવો રિવાજ થઈ ગયો હતો કે દર વખતે ત્યાંથી જતી વખતે દેશપ્રેમી પોલ તેના પર થુંકે. એક દિવસ માન્યા અને કાઝીઆ આ બાજુ ફરવા નીકળ્યાં; શરતચૂકથી વાતમાં ને વાતમાં આગળ નીકળી ગયાં. રિવાજ યાદ આવ્યો. પાછા ફરી પોતાની ફરજ બજાવી!

પાછા ફરતાં રસ્તામાં શાળાના મિત્રો મળ્યા. પણ આશું? સખી કુનીકાની આંખો સૂજેલી હતી. માન્યા અને કાઝીયાએ કારણ પૂછવા માંડ્યું. કુનીકાનો ચહેરો સફેદ પૂણી જેવો થઇ ગયો હતો. માંડમાંડ ભાંગ્યાંતૂટ્યાં વાક્યોમાં તે બોલી: 'મારા ભાઈ કાવતરામાં—તેને સજા—ત્રણ દિવસથી પત્તો નથી.' થોડીવાર પછી ડુસકાપૂર્ણ અવાજે ઉમેર્યું, 'કાલે—સવારે—ફાંસી.'

છોકરીઓ ત્રાસથી લેવાઈ ગઇ. ત્યાં તો શ્રીમતી મેયરનો ઝીણો અવાજ આવ્યો: 'છોકરીઓ, ચાલો. બસ થયું. ચાલો બસ થયું. ચાલો જલદી.' માન્યા પોતાના ઘર તરફ વળી. રાતે નૃત્યનો કાર્યક્રમ હતો, તે પડતો મૂક્યો. છ છોકરીઓ કુનીકાની નાની ઓરડીમાં એકઠી થઇ, ને પોતાના મિત્રની કાળજી રાખી રહી. કુનીકાને ગરમ ચા પાયો; તેની સૂજેલી આંખો ધોઈ; પરોઢમાં તેના ભાઇ માટે પ્રાર્થના કરી.

સ્કલોડોવ્સ્કીના કુટુંબમાં આ વર્ષે ત્રણ સુવર્ણચંદ્રકો આવ્યા. એમાંથી એક માન્યાનો હતો. ૧૮૮૩ના જૂન માસમાં માન્યાની માધ્યમિક કેળવણી સમાપ્ત થઈ. માન્યાએ ખૂબ મહેનત કરી પરીક્ષાઓ ઊંચા નંબરે પાસ કરી હતી. પ્રોફે-

સર સ્કલોડોવ્સ્કીએ નક્કી કર્યું કે ધંધો પસંદ કરતાં પહેલાં માન્યાએ એક વર્ષ રજા ભોગવવી.

એક વર્ષની રજા! સૌ કોઇ એમ ધારે કે માન્યા જેવી ચાલાક બુદ્ધિશાળી છોકરી ખાનગીમાં વાંચ્યા વિના રહે, પણ બન્યું એથી ઉલટું! માન્યા એકદમ આળસુ થઇ. શરીર આખું બદલાઇ ગયું અને તેનો ચહેરો સુંદર થયો. કેવી ચિંતા-મુક્તિ!

માન્યા ઘોડેસવારી શીખી; કાર્પેથિયન પર્વતોમાં રખડી, પોલાંડના સૌંદર્યધામો જોયાં. કાવ્યરચનામાં પણ હાથ અજમાવી જોયો. ઘણો વખત આનંદ-પર્યટનમાં ગાળ્યો. વર્ષ દિવસ આમ ચાલ્યો ગયો.

માન્યા વોરસોમાં પાછી ફરી.

## માન્યાનો આપભોગ

: ૪ :

પિતાની આવક ઘટી હતી તેમની વૃદ્ધાવસ્થા બેસી ચૂકી હતી, એટલે આવકના પ્રમાણમા ભાડુ ઓછું કરવા મોટું ઘર બદલીને નાનું રાખ્યું

પ્રોફેસર સ્કલોડોવ્સ્કી રીતભાતમા કડક હતા : વીસ વર્ષ શિક્ષક તરીકેના ધંધાએ તેમના પર એક પ્રકારની ગભીરતા આણી હતી સરકારી નોકરીની છાપ તેમનામાં દેખાતી : કાળજીપૂર્વક બ્રશ કરેલા તેમના કાળાં કપડાં, અમુક પ્રકારની તેમની રીત અને બોલવાની પદ્ધતિ અને બધું વ્યવસ્થિત થવુ જોઈએ એ તેમની ખાસિયત હતી પોતાનાં બાળકો સાથેના વર્તનમાં પણ આ બધુ તેઓ લાવતા પણ માન્યાની પિતૃભક્ત આંખો આ બધુ જોઈ શકતી નહી. પિતા પ્રત્યે તેને ખૂબ ઊડો પ્રેમ હતો તેમને પોતાના પાલક તરીકે તે માનતી તેમનુ જ્ઞાન અગાધ છે એમ તે ચોક્કસ માનતી, અને એ સત્ય છે કે પ્રોફેસર સ્કલોડોવ્સ્કી ખરેખર બહુશ્રુત હતા આવો વિદ્વાન શિક્ષક એ વખતના યુરોપમાં ક્યા દેશમા મળી શકે એમ હતો? વિજ્ઞાનમા તેમનું જ્ઞાન તે જમાનાના હિસાબે ઘણું આગળ હતું પ્રાપ્ય વૈજ્ઞાનિક પુસ્તકો

મુશ્કેલીથી પણ મેળવીને તેમણે વાંચ્યાં હતાં; કાવ્યો પણ રચતા. કુટુંબની જંજાળ છતાં પણ તેમણે પોતાનું જ્ઞાન આગળ વધાર્યું હતું. દર શનિવારે સાંજે પોતાની ત્રણ પુત્રીઓ અને એક પુત્ર સાથે સાહિત્યનું વાંચન કરતા. માન્યા મોટી ઉંમરે પણ આ શનિવારની સાંજ કદી ભૂલી નહોતી. માન્યાના ઘડતરમાં; બીજી છોકરીઓને દુર્લભ એવું બૌદ્ધિક વાતાવરણ તેના પિતાને આભારી હતું.

કોઈ વાર આત્મસંયમના અંકોડા ઢીલા થતાં નિર્ધન પિતા આવેશપૂર્વક બળાપો કરતા: 'મારાં સંતાનોને સર્વશ્રેષ્ઠ કેળવણી આપવાની ઇચ્છા છતાં મેં શા માટે પૈસા ગુમાવી નાખ્યા? મારો સર્વનાશ થયો છે. હું તેમને શું મદદ કરીશ? ઊલટું, તેમના પર મોટો બોજો લાધ્યો છે. શું થશે?'

ચાર નિશ્ચયાત્મક ધૈર્યવાન બહાદુર બાળકો એકીસાથે બોલી ઊઠતાં: 'અમે નાનાં છીએ; અમે મજબૂત છીએ; અમે જરૂર ફતેહમંદ થઈશું.'

પણ આર્થિક સ્થિતિ ગંભીર થતી ચાલી. ઘરનું ભાડું આપવાના પણ સાંસા પડવા માંડ્યા. પેન્શન પર ઉતારવાની વાતચીત ચાલતી હતી, એટલે વળી મુશ્કેલી વધવાની. ચારે બાળકોને કમાવા નીકળવું પડે એવો મામલો આવતો હતો. પહેલો વિચાર ખાનગી ટ્યુશન રાખવાનો આવ્યો. છાપાંમાં જાહેર ખબર આપી. આશાના ઉંમરામાં પ્રવેશતી સત્તર વર્ષની માન્યા ટ્યુશનની ધુંસરીમાં જોડાઈ. વરસાદ અને ઠંડીમાં ટ્યુશન આપવા માટે દોડવું: આળસુ વિદ્યાર્થીઓ;

માટે લાંબો વખત રાહ જોવી; નક્કી કરેલ પગારમાં આપની વખતે કાપકૂપ અને વધારામાં તોછડાઈભર્યું વર્તન! માન્યા આવી નીચુ જોવડાવનારી પરિસ્થિતિથી ટેવાવા લાગી

રખે કોઈ એમ ધારી લે કે માન્યાનો સ્વાર્થ વિદ્યાર્થિઓની સંખ્યા વધારવા મથે. આવી જિંદગી તેણે વખાના માર્યા સ્વીકારી હતી તેનું હૃદય તો બીજે હતું તે જમાનાના દરેક પોલ પ્રજાજનની માફક તેને પણ ઉન્નત સ્વપ્નાં હતાં. સર્વ યુવકોને સામાન્ય સ્વપ્ન હતું–રાષ્ટ્રીયતાનુઃ દેશને પોતાના અંગત સ્વાર્થથી આગળ મૂકવાનું માન્યાને ઘણા બળવાખોર મિત્રો હતા, પણ ખૂન, બોમ્બ એવી પ્રવૃત્તિમા તે ન પડતી છતા, એક શિક્ષક બાઈની અસરે બીકણ માન્યાને ફેરવી નાખી

બ્રોન્યા, માન્યા અને એ શિક્ષક બાઇએ એક ગુપ્ત 'તરતી યુનિવર્સિટી' કાઢી, શિક્ષણકામના બહાના તળે તેમાં પત્રિકાઓ વહેંચવા માડી બહાર જરાપણ ગંધ ન જાય એની ખાસ ચીવટ રાખતાં. ઝારની પોલીસનો ડોળો ચૂકાવતાં 'તરતી યુનિવર્સિટી' નો ઉદ્દેશ માત્ર ભણાવવાનો ન હતો, પણ તેઓને પ્રચારક શિક્ષક તરીકે તૈયાર કરવાનો હતો. માન્યા ગરીબ સ્ત્રીઓને ભણાવતી એક નાની લાયબ્રેરી પણ કાઢી હતી કોઇ પણ રીતે પોતાના દેશની સેવા તેને કરવી હતી.

પણ આ બધાં સ્વપ્નામાંથી શું પસંદ કરવાનો સમય ક્યારે આવશે એની માન્યાને અગમચેતી નહોતી તેણે લીધેલી ઉદાર કેળવણી અને તેની પર ધ્યાન રાખનાર નમ્ર

સ્નેહીઓ તેને અતિરેકમાંથી બચાવી લેતાં. એકાદ સીગારેટ સળગાવવાની પણ તેને કદી ઈચ્છા થઈ ન હતી. પોતાનું કામ પત્યા પછી બાકીનો બચત સમય પોતાની ઓરડીમાં ગાળતી.

આમ થોડો વખત ચાલ્યું. એક દિવસ ભવિષ્યની જિંદગીનો કાર્યક્રમ નક્કી કરવાની ચર્ચામાં બ્રોન્યા અને માન્યાએ ઘણા કલાક ગાળ્યા. કઈ રીતે યુનિવર્સિટીમાં દાખલ થવાય એ પ્રશ્ન મુખ્ય હતો. માર્ગ સૂઝતો નહોતો, એટલું જ નહીં પણ ટ્યુશન આપી પૈસા ભેગા થાય એમ લાગતું નહોતું. નિરાશાનાં વાદળ ઘેરાતાં હતાં.

માન્યાને ખૂબ લાગી આવ્યું. પિતાની જવાબદારી પોતાના પર છે, એમ તેને લાગ્યું. જોસેફ તો દાક્તર થઈને કમાશે, હેલા પણ પોતાનું કરી લેશે, પણ બ્રોન્યાનું શું? મોટી બહેનનું દુ:ખ તે સમજતી હતી. તેની ઈચ્છા પેરીસ જઈ આગળ અભ્યાસ કરવાની હતી. એ અંગે તેણે થોડા પૈસા બચાવ્યા હતા પણ આમ કેટલાં વર્ષ રાહ જોયા કરવાની? બહેનના વિચારમાં માન્યા પોતાની અભિલાષાઓ પણ ભૂલી. પોતાને પણ જ્ઞાનની અદમ્ય પિપાસા હતી.

એક દિવસ બ્રોન્યા પોતાની પાસે કેટલા પૈસા હતા– અથવા તો કેટલા હજી તુટે છે તેનો હિસાબ કરવામાં પડી હતી. માન્યાએ આવી પૂછપરછ આદરી.

'મેં બધો વિચાર કર્યો છે. પિતાજીને પણ વાત કરી નાખી છે. રસ્તો શોધી કાઢયો છે.' મોટી બહેને જવાબ આપ્યો.

'રસ્તો ?' માન્યા મોટી બહેનની નજીક આવી. 'તારી બચતમાંથી પેરીસમાં કેટલા મહિના ખેંચીશ ?'

'મારી મુસાફરી અને એક વર્ષનું અભ્યાસનું ખર્ચ.'

'પણ દાક્તરી અભ્યાસને પાંચ વર્ષ લાગે છે, ખબર છે ને ?'

'હા.'

'બ્રોન્યા, જો. આમ ટ્યુશન આપે પૂરું નહીં થાય.'

'તો ?'

'તો શું ? આપણે સહકાર કરીએ. આપણે જુદા જુદા પ્રયત્નો કર્યા કરીશું તો એકેયનો અર્થ નહીં સરે, પણ મારી યોજના મુજબ તું થોડા મહિનામાં જઈ શકીશ.'

'માન્યા, તારું ખસી ગયું છે કે ?'

'ના. શરૂઆતમાં તારા પૈસાથી ચલાવ. પછી હું મોકલીશ. પિતાજી પણ કાંઈક મોકલી શકશે. હું બચત કરતી રહીશ. તું દાક્તર થઇ જાય એટલે મારો વારો. પછી તું મને મદદ કરજે.'

બ્રોન્યાની આંખમાં આંસુ આવ્યા. નાની બહેનની દરખાસ્ત કેટલી ઉદાર હતી ?

'પણ હું બરાબર ન સમજી. તારા પોતાના નિભાવ માટે, મને થોડા ઘણા મોકલવા માટે અને ઉપરાંત બચત કરવાની તને આશા છે ?'

'બરાબર. મારી યોજના એવી છે. હું એક કુટુંબમાં છોકરાંઓની ગવર્નેસ તરીકે જવાની છું. રહેવા ખાવાપીવાનું

મફત; અને ચારસો રૂબલનો પગાર. હવે સમજાયું ?' માન્યાએ કોઇ પણ જાતની પૂર્વ તૈયારી વિના સહજ કહી દીધું.

'માન્યા, મારી નાની માન્યુસ્યા !' બ્રોનીયા લાગણીવશ બોલી ઊઠી. નાની બહેનના આત્મત્યાગનો વિચાર તેના મનને ખળભળાવી રહ્યો. તેણે આનાકાની કરી.

'તો તું પહેલી જા, તું નાની છે, હોશિયાર છે.'

'બ્રોનીયા, મૂર્ખી ન થા તું વીસ વર્ષની; હું સત્તરની. મોટીએ પહેલાં જવું. મને તો હજી પુષ્કળ સમય છે. તારી પ્રેકટીસ સારી ચાલે એટલે મને સોનાથી ઢાંકી દેજેને ! હું તેની ગણતરી કરીને કહું છું '

બીજે દિવસે નોકરી અપાવનાર એક એજન્સીના કાર્યાલયમાં માન્યાએ ગવર્નેસ તરીકે નોકરી મેળવવા પોતાની ઉમેદવારી નોંધાવી.

## ગવર્નેસ તરીકે

: ૫ :

૧૮૮૫નો ડિસેમ્બર : માન્યાને એક પૈસાદાર વકીલના ઘરમાં ગવર્નેસ તરીકે નોકરી મળી. થોડા વખતમાં તો ત્યાંની સ્થિતિ તેને માટે અસહ્ય થઈ પડી. માન્યાએ પોતાના ઘરમાં એક પણ અપશબ્દ સાંભળ્યો ન હતો. પિતાના સંસ્કારી ઘરમાં કલેશ–કંકાસ માન્યાએ કદી જોયાં ન હતાં. પણ આ નવા વાતાવરણમાં બધું ઉલટું ચાલતું હતું. પોતાની ભત્રીજીના એક પત્રમાં માન્યાએ હૃદય ઠાલવતાં લખ્યું કે, 'મારી સ્થિતિ એક કેદી જેવી થઇ પડી છે.'

'પૈસા વડે અનીતિએ ચડેલા લોકો' નો પ્રથમ અનુભવ માન્યાને મળ્યો. તેને વિચાર કરતાં લાગ્યું કે મોટી બ્હેનને સમજાવેલ યોજના ખૂબ પુનર્વિચારણા માગી લે છે.

શહેરમાં નોકરી લેવામાં માન્યાનો ઇરાદો એવો હતો કે, કુટુંબથી દૂર પડયા વિના અને મિત્ર–સ્નેહીઓનો વિયોગ સહન કર્યા સિવાય પૈસા કમાઇ લેવા. પણ શહેરમાં તો ખર્ચ ખૂબ આવતું: મહિનાની આખરે બચત કાંઈ ન રહેતી. મોટી બ્હેનને મોકલવા કાંઈ તૈયારી ન થઈ શકી: અને થોડા વખતમાં પિતા પણ નોકરીમાંથી નિવૃત્ત થવાના છે. હવે શું કરવું?

માન્યાએ વિચાર કરવામાં લાંબો સમય ન ગુમાવ્યો. શહેર છોડી નાના ગામમાં સારી નોકરી મળે તો લેવાનું નક્કી કર્યું.

છેવટે નવો નિર્ણય થયો. બહારગામ નોકરીનું નક્કી કર્યું. અને વકીલ સાહેબના ઘરના પ્રતિકૂળ વાતાવરણમાંથી મુક્તિ મેળવી. ૧૮૮૬ના જાન્યુઆરીની પહેલી તારીખે માન્યાએ નવી નોકરી પર જોડાવા પોતાના પિતા પાસેથી વિદાય લીધી, અને રેલ્વેના ડબામાં ચડી ગઈ. ગાડી ઊપડી. જિંદગીમાં પહેલીવાર તેને એકલતા સાલી. અઢાર વર્ષની માન્યાને એકદમ ગભરાટ છૂટયો. નવા કુટુંબમાં તેની શી સ્થિતિ થશે? ઉલમાંથી ચૂલમાં તો નહીં પડાય ને? વિચારમાં ને વિચારમાં માન્યાએ ત્રણ કલાક ટ્રેનમાં પૂરા કર્યા. સ્ટેશન આવી પહોંચ્યું. હવે ઘોડાગાડીમાં મુસાફરી કરવાની હતી. શિયાળાની રાતની કડકડતી ઠંડીમાં બીજા ચાર કલાક કાઢયા. વોરસોની ઉત્તરે એક સો કીલોમીટર દૂર સકઝુકીમાં, મુસાફરીથી કંટાળેલી માન્યા પોતાના નવા શેઠના ઘરે પહોંચી. થાકનો પાર નહોતો; ઠંડીમાં શરીર આખું ઠુંઠવાઇ ગયું હતું. ગરમ ચાપાણી અને સદ્ભાવભર્યા શબ્દોવડે માન્યાનો સત્કાર થયો. પછી, શેઠાણીએ નવી ગવર્નેસને તેની ઓરડી ખોલી આપી.

માન્યાના શેઠ મોન્સીયર ઝેડ....એક જાણીતા કૃષિકાર હતા. ખેતીની નવી રીતોથી વાકેફ હતા, અને બમો એકર બીટરૂટ (Beet root)ની ખેતી પર દેખરેખ રાખતા. પૈસો ઠીક હતો; સાકરના કારખાનામાં તેમનો મોટો હિસ્સો હતો.

ઘરે તેમજ બહાર હમેશાં તેમની વાતચીત પોતાના કારખાનાને લગતીજ રહેતી.

એક મહિના પછી માન્યાએ પોતાની બત્રીજીના એક કાગળમાં લખ્યું કે, 'નવી નોકરીમાં હવે હું ઠરીઠામ થઈ છું. અત્યારસુધી તો બધું બરાબર છે. મારા નવા શેઠ અને તેમનાં પત્ની સારાં માણસો છે. તેમની મોટી દીકરી સાથે મારે મિત્રાચારી થઈ છે એટલે જીવને આનંદ રહે છે. મારી શિષ્યા દશ વર્ષની છે, આજ્ઞાંકિત છે પણ ખૂબ જ અવ્યવસ્થિત છે અને મોઢે ચડાવેલી છે.'

એક દિવસ માન્યા ફરીને પાછી આવતી હતી. રસ્તામાં તેને આસપાસ રહેતા ખેડુઓનાં કેટલાંક નાનાં છોકરાંઓનો ભેટો થયો. છોકરાંઓનાં શરીર પર સારું કપડું નહોતું: પણ તેઓના ચહેરા બહાદુર લાગતા હતા. માન્યાને વિચાર સ્ફુર્યો: ગયે વર્ષે ગરીબોને ભણાવતી હતી. આ બધાં પણ નિરક્ષર છે, તો હવે એ કામ શા માટે અહીંયાં પણ ન આદરવું? સુંદર તક સાંપડી છે. શેઠાણીને પોતાનો વિચાર દર્શાવ્યો ઉત્સાહપૂર્ણ ઉત્તેજન મળ્યું. શેઠની મંજુરી મળ્યે કામ શરૂ થયું.

માન્યાનું રોજિંદુ કામ થાળે પડી ગયું હતું. એ કુશળતાથી પૂરું કર્યા બાદ માન્યા પોતાની ઓરડીમાં નવા વિદ્યાર્થીઓની રાહ જોતી. ગંદા ગંધાતા ખેડુ–બાળકો આવીને ટેબલ ફરતાં બેસી જતાં. નવો શિક્ષણ વર્ગ શરૂ થતો. પોતાની બચતમાંથી થોડી કોપીબુક અને બીજો જરૂરી સામાન માન્યાએ ખરીદી લીધો હતો. શેઠાણી પણ તેમાં

મદદ કરતાં. પણ અજ્ઞાનના આ અગાધ દરિયામાં માન્યા લાચાર થઈ જતી, તેની શક્તિ ખૂટી જતી.

નાનાં બાળકોને ક્યાં ખબર હતી કે તેમની શિક્ષિકાને પણ શિષ્યા થવાનાં સ્વપ્નાં આવતાં હતાં?

પોતાની ઓરડીની બારીએ બેઠી બેઠી માન્યા કારખાનામાં જતાં આવતાં ગાડાંઓની ગણતરી કરતી. તે વખતે બર્લિન, વિયેના, પિટર્સબર્ગ અને લંડનમાં હજારો યુવક યુવતીઓ પ્રયોગશાળા, સંગ્રહસ્થાન અને ઇસ્પીતાલોમાં કામ કરી રહ્યાં હતાં! ફ્રાંસમાં સોરબોનમાં ગણિત, રસાયન અને જીવવિજ્ઞાનમાં શિક્ષણ ચાલી રહ્યું-હતું.

બીજા કોઈ દેશ કરતાં ફ્રાંસમાં અભ્યાસ કરવાની તાલાવેલી માન્યાને ખૂબ હતી. ફ્રાંસની કીર્તિએ તેને આંજી દીધી હતી. બર્લિન અને પિટર્સબર્ગમાં પોલેંડને પીડનારાઓ સત્તામાં હતા. પણ ફ્રાંસ સ્વતંત્રતાપ્રિય હતું. ત્યાં બધા મતસંપ્રદાયો સંઘરાતા અને ગમે તે દેશમાંથી આવનારને માટે ત્યાં બારણાં ઉઘાડાં હતાં. એક દિવસ પોતે પેરીસની ગાડીમાં બેસશે એ શું સંભવિત છે? આવું મોટું સુખ તેને મળશે? આજે તો ચારેકોરની આપદાઓમાં કિશોરી માન્યાની બધી આશાઓ ઊડી ગઈ હતી. દેશમાં એક વર્ષ રહેવાના અનુભવે તેની બધી ભૂલ-ભ્રમણાઓ ઉડાડી દીધી હતી. વોરસોમાં પિતાને પોતાની જરૂર પડશે; પારીસમાં બ્રોનીયાને મદદ મોકલવી પડશે; અને આ બધું છતાં પોતાના અભ્યાસ માટે પૈસા ભેગા કરવાની યોજના! તેને પોતાના પ્રત્યે હસવું આવ્યું. બધું બાલિશ યોજના જેવું લાગ્યું!

માન્યા નિરાશાના વમળોમાં અટવાતી હતી, પણ રોજ રાતે વખત મળતાં કારખાનામાંથી માગીને લાવેલાં ભૌતિકશાસ્ત્ર અને સમાજશાસ્ત્રના પુસ્તકો વાંચતી; પિતા સાથે પત્ર વ્યવહારદ્વારા પોતાનું ગણિતનું જ્ઞાન આગળ વધારતી. એ ખરેખર પ્રબળ પ્રેરણા હતી. તેને કોઈ સલાહ કે સૂચના ન હતી. જેમ ખેડૂતનાં છોકરાં લખનાં વાંચતાં શીખવાની આશા મૂકી દઈને થોડું શીખેલું પણ ભૂલી જાય તેવી સ્થિતિ માન્યાની હતી, પણ ખેડૂતની હઠીલાઈપૂર્વક તે પોતાનું સ્વપ્ન પૂરું કરવાના પ્રયત્નો જારી રાખતી.

## જીવનનો અનુભવ

: ૬ :

નવી નોકરીમાં માન્યાનું જીવન એકધારું ચાલતું હતું ૧૮૮૬ના ડિસેમ્બરમાં માન્યા એક પત્રમાં લખે છે:

"ભવિષ્યની મારી યોજના? મારે કાંઈ યોજના નથી, યા તો એમ કહું કે, એ યોજના એવી સામાન્ય છે કે, તે માટે વિશેષ બોલવાની જરૂર નથી જેમ બને સારી રીતે ચલાવવું, અને એમ ન થાય તો અહીંયાથી નાસી છૂટવું–અત્યારે આ મારી યોજનાઓ છે

"પણ કેટલાક એમ ધારે છે કે પ્રેમ નામના એક જાતના તાવમાં હું સપડાઈ છું. આ વસ્તુને મારી યોજનામાં મુદ્દલ સ્થાન નથી. અને બીજી કોઈ યોજનાઓ હોય તો તે બધાનો મેં ધુમાડો કરી નાખ્યો છે અને દાટી દીધી છે કારણ, એ સુવિદિત છે કે માણસ કરતાં પરિસ્થિતિ બળવત્તર છે."

આ પ્રેમની વાતની–ઉત્પત્તિ આમ છે: એક વાર શેઠનો પુત્ર કાશીમીર રજાઓમાં ઘરે આવ્યો. માન્યા જેવી હોશિયાર ગવર્નેસની સોબત મળી–તેની પરિચિત બધી

છોકરીઓ કરતાં સાવ જુદી. માન્યાના સંસ્કાર, આવડત, કળા વગેરે બધું કાશીમીરને ગમી ગયું. તેની સાથે પ્રેમમાં પડયો, અને માન્યાને પણ દેખાવડો, મળતાવડો યુવક ગમી ગયો. આ લગ્ન સામે કાંઈ વાંધા જેવું નહોતું. પણ આવી નિર્ધન, બીજાના ઘરમાં રોટલા માટે નોકરી કરતી છોકરી સાથે પોતાનો વહાલો દીકરો પરણે એ પૈસાદાર માબાપને કેમ ગમે? કાલે સવારે પૈસાદાર છોકરી તેને માટે લાવશું! સામાજિક બંધનો આડાં આવી ઊભાં.

છોકરી સારા કુટુંબની હતી, ભણેલી ગણેલી હતી, સંસ્કારી હતી, તેના પિતા મોસ્કોમાં આબરૂદાર ગણાતા, એ બધું છતાં 'ગવર્નેસને ન પરણાય' એમાં બધું ઊડી ગયું.

માબાપની સમજાવટ આગળ, કાશીમીરનો નિશ્ચય તાપ પડતાં બરફનો પહાડ ગળી જાય તેમ ગળી ગયો. માન્યાને ખૂબ લાગ્યું. તેણે પોતાનો નિશ્ચય કરી લીધો અને ફરીને આ વાતનો વિચાર સરખો પણ કર્યો નહીં.

આવી નાજુક પરિસ્થિતિ થઈ ગયા પછી પણ માન્યા સ્કરુકી છોડવાનું પગલું ભરી શકી નહીં; આવી સારી જગ્યા મૂકી દેવાની તેની હિંમત ચાલી નહીં. ફરીને પિતાને ભારરૂપ તે થવા માગતી નહોતી. દર મહિને બ્રોન્યાને ૧૫-૨૦ રૂબલ મોકલતી. પોતાનો ગર્વ ગળી જઈને પણ તે નોકરીમાં ટકી રહી, જાણે કે કાંઈ બન્યું નથી! સામા પક્ષ તરફથી પણ કોઈ દિવસ એક શબ્દ ઉચ્ચારાતો નહીં.

પાછી એકધારી નીરસ જિંદગી શરૂ થઈ.

પ્રેમમાં નિરાશ થયેલી, પોતાના અભ્યાસના સ્વપ્નામાં નિષ્ફળ થયેલી, પૈસે ટકે' મુશ્કેલીમાં રહેતી માન્યા પોતાનું નસીબ ભૂલી જવા પ્રયત્ન કરતી ઘરેથી પણ મદદ માગવાની બંધ કરી; ઉલટું. કાગળમાં પોતાની સહાય આપવાની દરખાસ્ત મૂકવા લાગી બધાને તે સુખી કરવા માગતી હતી આમ ને આમ ગવર્નેસની નોકરીમાં ત્રણ વર્ષ વહી ગયાં. ત્રણ કંટાળા ભરેલાં વર્ષ! કામ ઘણું: પૈસા ઓછા; આનંદ ઓછો; દુ:ખ એકસરખું.

## છૂટકારો

: ૭ :

**મા**ન્યાના જીવનના દુઃખદાયી થઢો હવે ધીમે ધીમે અસવા લાગ્યા. પારીસ, વોરસો અને સ્કઝુકીમાં એવા બનાવો બન્યા કે માન્યાના નસીબની અગમ્ય ચાલમાં ફેર પડવા માંડયો. આ બનાવો નાના હતા, છતાં માન્યાના ઠંડાગાર જીવનમાં ઉત્સાહપૂર્ણ હતા.

પ્રોફેસર સ્કલોડોવ્સ્કી નિવૃત્ત થયા. તેમણે સારી જગ્યા શોધવા માંડી–પોતાની દીકરીઓને મદદ કરવી હતી. તેમને મોટા પગારની નોકરી મળી. પણ કામ ઘણું મહેનતનું હતું. વાતાવરણ પણ ખરાબ હતું, છતાં મોટો પગાર એ સંતોષની વાત હતી બ્રોન્યાને દરમહિને મદદ મોકલવી તેમણે શરૂ કરી. બ્રોન્યાએ માન્યાને હવે 'પૈસા નહીં' મોકલવા, અને પિતાને પોતાને મોકલવાના ૪૦ રૂબલમાંથી ૮ રૂબલ ઓછા મોકલવા લખ્યું : આ આઠ રૂબલ માન્યાએ પોતાને મોકલેલ મદદ પેટે માન્યાના નામે જમે રાખવા સૂચવ્યું. માન્યાની મૂડી અત્યાર સુધી મીંડું હતું તે વધવા લાગી.

પેરીસમાંથી બ્રોન્યાનેઃ કાગળ આવ્યો કે, પોતે પરી-

ક્ષામાં પાસર થતી જાય છે; પોતાના સહાધ્યાયી દહુસ્કી નામના પોલેંડના વતની વિદ્યાર્થી સાથે તે પ્રેમમાં પડી હતી. પણ તેને રશિયન પોલેંડમાં પ્રવેશ કરવાની મનાઈ હતી. અને પ્રવેશ કરે તો? દેશનિકાલની સજા સામે લટકતી હતી, એવી કઢંગી પરિસ્થિતિ હતી.

જૂની નોકરી તજવાનો વખત આવી પહોંચ્યો હતો. સ્કઝુકીમાં માન્યાને ૧૮૮૯ ના એપ્રિલ પછી છૂટી કરવાની હતી. નવી જગ્યા માટે તેનો પ્રયત્ન ચાલતો હતો અને વોરસોના એક પૈસાદાર ઉદ્યોગપતિને ત્યાં લગભગ નક્કી હતું. ખૂબ આતુરતાપૂર્વક રાહ જોઈને મળતો આ ફેરફાર હતો! વિદાયનો દિવસ આવ્યો: સૌની પ્રેમપૂર્વક રજા લીધી, અને સ્કઝુકી ગામ અને તેનાં પ્યારાં બીટરૂટનાં ખેતરોને માન્યાએ છેવટની સલામ ભરી નવી નોકરી પર ચઢતાં પહેલાં પોતાના વહાલા વતન વોરસોની હવા ખાવા એ ઊપડી.

થોડા દિવસ બાદ નવી નોકરીમાં જોડાવા માન્યાએ ફરી મુસાફરી આદરી. બાલ્ટીક સમુદ્રના કાંઠે એક ગામમાં તેના શેઠ રહેતા હતા. પાંચ ઠેકાણે ગાડી બદલાતી હતી. શેઠ અને શેઠાણી માન્યાને લેવા સ્ટેશને આવ્યાં હતાં.

"તેઓ સારા માણસો છે અને તેમનાં છોકરાંઓ મને ગમે છે. બધું બરાબર થઈ જશે એમ લાગે છે." માન્યાએ પોતાની સખી કાઝીઆને લખ્યું.

થોડા વખત ત્યાં રહ્યા બાદ આખું કુટુંબ વોરસો જવા ઊપડ્યું. માન્યા પણ વોરસો આવી. શિયાળો બેસી ગયો હતો. ગયેલા વર્ષોના હિસાબે આ વર્ષ માન્યાને સુખ-

દાયી નીવડયું. તેની શેઠાણી ખૂબસૂરત, શોભાયમાન અને પૈસાદાર હતી. તેની પાસે ઝવેરાત હતું. તેનો પોષાકસંગ્રહ ખૂબ કિંમતી હતો "પૈસા વડે બગડેલી" એ નજીવી વસ્તુઓ ભેગી કરે તેનો માન્યાને અનુભવ થયો. આ અનુભવ પહેલો તેમજ છેલ્લો હતો! માન્યાએ ગરીબીમાં જીવન વીતાવ્યું હતું. એણે જિંદગીમાં આવી મોજમજાહ કરી નહોતી. શેઠાણી માન્યાનાં ખૂબ વખાણ કર્યા કરતી અને ચાપાર્ટી અને નાચના જલસાઓમાં તેને ખૂબ આગ્રહ-પૂર્વક બોલાવતી.

આમ ગવર્નેસ તરીકે માન્યા સુખમાં પડી હતી. એક દિવસ ટપાલ આવી. પેરીસથી બ્રોન્યાનો કાગળ હતો; ઉના-વળે લખેલો હતો. માન્યાને આવતે વર્ષે પેરીસ પોતાના ઘરમાં રહેવા બોલાવી હતી "જો બધું બરાબર પાર ઉતરે તો, રજાઓમાં હું પરણીશ. મારો વર ડાક્તર થઈ ગયો હશે અને મારે છેલ્લી પરીક્ષા પાસ કરવાની રહેશે. મારી વહાલી માન્યા! તારે હવે તારી જિંદગીનો વિચાર કરવો જોઈએ. જો તારી પાસે બચત હોય તો આવતે વર્ષે આવી જા ખાવા-રહેવાની સગવડ અમારી સાથે; પણ ફીના પૈસા તારી પાસે હોવા જોઈએ પહેલે વર્ષે અમે હોઈશું. પછી પિતાજી પણ મદદ કરશે અત્યારે હું ડિયામણનો ભાવ સારો છે, માટે રૂબલના ફ્રાંક લઈ લેજે."

માન્યાને જોઈતું મળતું હતું, પણ એણે ઉત્સાહના આવેશમાં 'હા' ન ભણી! છેલ્લા વર્ષોના અનુભવે તેને વધારે પડતી કાળજીવાળી બનાવી હતી. તેણે જવાબ આપ્યો:

"હું મૂર્ખી છું, મૂર્ખી હતી અને જિંદગીભર મૂર્ખ રહે-
વાની. સારી ભાષામાં લખું તો હું કોઈ દિવસ ભાગ્યશાળી
નહોતી, અત્યારે પણ નથી અને થઈશ પણ નહીં." અને
કાગળમાં હેલા, જોસેફ અને પિતાની અનેક વાતો લખી.

પણ બ્રોન્યાનો આગ્રહ ચાલુ રહ્યો. દુર્ભાગ્યે બ્રોન્યા
નિર્ણયાત્મક જવાબ ન આપી શકી. નાની બહેનનું ગાડીભા-
ડાનું ખર્ચ પોતે આપી શકે એવી તેની સ્થિતિ નહોતી.
આખરે એમ નક્કી થયું કે નોકરીનો કરાર પૂરો થાય એટલે
એક વર્ષ વૉરસોમાં પિતા સાથે રહેવું, ટ્યુશન આપી પૈસા
બચાવવા અને પેરીસ આવવું.

દરમિયાન નોકરી પૂરી થઈ. માન્યા પિતાના ઘરના
અનુકૂળ વાતાવરણમાં આવી. 'તરતી યુનિવર્સિટી' માં ફરી
દાખલ થઈ.

પણ....એક બનાવ! મહત્ત્વનો બનાવ. માન્યા જિંદ-
ગીમાં પહેલીવાર પ્રયોગશાળામાં દાખલ થઈ. મનગમતું કામ
મળી ગયું.

વાત એવી હતી કે માન્યાનો એક સગો 'ઉદ્યોગ
અને ખેતીવાડીનું સંગ્રહસ્થાન' એવા ભપકાદાર નામથી એક
સંસ્થા ચલાવતો હતો. રશિયન સત્તાવાળાઓ સંગ્રહસ્થાન
પ્રત્યે શંકા ન દર્શાવે એટલે આવું નામ રાખવામાં આવ્યું
હતું, પણ અંદરખાને તો વિજ્ઞાનના પાઠ શીખવતા.

માન્યા સાંજે આ 'સંગ્રહસ્થાન' માં પ્રયોગો કરવા
લાગી. એકલી કામ કરતી. કોઈની મદદ નહોતી. ચોપડીમાં
વાંચી કામ ચલાવતી. આથી પ્રાયોગિક સંશોધનનો શોખ

કેળવાયો. રાત્રિએ પથારીમાં પડી પડી માન્યા પ્રયોગોના વિચાર કરતી. ઊંઘ ન આવતી. નાનપણમાં જોયેલા પિતાના 'ભૌતિક વિજ્ઞાનનાં સાધનો' યાદ આવતા. જિંદગીનો અત્યારસુધી અનિશ્ચિત રહેલો ધંધો સાંપડયો હતો.

આમ રાતના અનેક વિચારો મૂંઝવતા : દિવસો શાંતિમાં જતા. માન્યા પોતાની અધીરાઇ સંતાડી રાખતી. એ કિશોરીના મનોરથો મોટા હતા. તેને પિતાને સુખી કરવા હતા. ભાઈના લગ્નની ગોઠવણમાં પડી: હેલા માટે નોકરી ગોતવા લાગી, અને અંગત સ્વાર્થ તેને પેરીસ જતાં રોકી રાખતો હતો. તે હજુ પોતાનો જૂનો પ્રેમ ભૂલી નહોતી. પિતા પણ હૃદયપૂર્વક ઇચ્છતા હતા કે માન્યા પૅરીસ ન જાય તો સારું. લગ્નથી જોડાઇ પોલેંડમાં રહી જાય એમ તેમની અંતરની ઇચ્છા હતી.

૧૮૯૧નો સપ્ટેમ્બર. માન્યા કાર્પેથીયનમાં રજાઓ ગાળવા ગઇ હતી. એનો પ્રેમી કાશીમીર પણ ત્યાં આવેલો હતો. બંને વચ્ચે વાતચીત થઇ. બીકણ યુવક નિર્ણય પર ન આવી શકયો. જે થોડી ઘણી નબળી કડી બંનેને હજી બાંધી રહી હતી, તે હમેશને માટે છૂટી ગઈ.

માન્યાએ પેરીસમાં બ્રોન્યાને મદદ માટે હાકલ કરી. જવાબ તૈયાર હતો. પણ માન્યા પહેલી ટ્રેનમાં ચડી ન શકી! આ તો મહાભિનિષ્ક્રમણ હતું. કાળજીપૂર્વક જોઈતો સામાન એકઠો કર્યો. પૈસાની તંગી તો હતી, એટલે થોડા ખર્ચમાં પતાવ્યું. સામાન ટ્રેનમાં ચડયો. ગાડી ઉપડવાનો સમય આવ્યો.

"હું લાંબો વખત બહાર નહીં રહું: બે કે વધારેમાં વધારે ત્રણ વર્ષ. પરીક્ષા પાસ કરીને પાછી આવીશ. પછી આપણે સાથે રહીશું." માન્યાએ પિતાને ચુંબન કર્યું.

"મારી વહાલી માન્યા, વહેલી આવજે. કામ બરાબર કરજે. તારી ફતેહ ઇચ્છું છું." પિતાએ ઠરડાયેલા અવાજે લાગણીપૂર્ણ શબ્દો ધીમેથી કાઢ્યા અને દીકરીને બાથ ભરી ભેટ્યા.

ગાડી દૂર દૂર દોડતી હતી અને માન્યા ભવિષ્યના વિચારોમાં પડી હતી. ભણીને પાછી આવી, પોતે શિક્ષક થશે એમ મન વિચારે ચડ્યું હતું. પણ તે ભૂલી હતી કે અજ્ઞાતતા અને કીર્તિપૂર્ણ જિંદગી-એ બેમાંથી તેણે બીજી જિંદગીનો રસ્તો પસંદ કર્યો હતો.

કરતી અને અધીરાઇમાં ઊતરતાં કોઈની સાથે ભટકાઈ પડતી; બીતાં બીતાં ફ્રેંચ ભાષામાં માફી માગી લેતી.

૧૮૯૧ માં સોરબોનના વિદ્યાધામનો દેખાવ અનેરો હતો. છેલ્લાં ૭ વર્ષથી તેની પુનર્રચના થઈ રહી હતી. જાણે કોઇ મોટો અજગર પોતાની ચામડી બદલતો હોય એવો દેખાવ થઇ રહ્યો હતો–બાંધકામની ધમાલ ચાલી રહી હતી; આને લીધે વિદ્યાર્થીજીવનમાં એક પ્રકારની અવ્યવસ્થા આવી ગઈ હતી. ભાષણો માટે રોજ જગ્યા બદલાતી; કામ-ચલાઉ પ્રયોગશાળાઓ ઊભી કરવામાં આવી હતી. પણ એથી શું? દીવાલો પર મોટી જાહેરાત ચોટાડેલી હતી..

| ફ્રેંચ પ્રજાસત્તાક વિજ્ઞાનની<br>ફેકલ્ટીઃ પ્રથમ સત્ર<br>૧૮૯૧ના નવેમ્બરની ત્રીજી તારીખે સોરબોનમાં<br>અભ્યાસનો કાર્યક્રમ શરૂ થશે. |
|---|

માન્યાને આ શબ્દો જાદુ જેવા લાગ્યા!

પૈસો પૈસો બચાવીને ભેગી કરેલી પોતાની માંની બચત વડે માન્યાએ આ ભાષણો સાંભળવાનો હક્ક પ્રાપ્ત કર્યો. માન્યા વિજ્ઞાનની વિદ્યાર્થિની તરીકે જોડાઈ. કેટલો આનંદ!

પણ હવે માન્યા, માર્યા નામ બદલાઈ ગયું. ફ્રેંચ પદ્ધતિએ મેરી સ્કલોડોવ્સ્કા તરીકે માન્યાએ પોતાનું નામ

નોંધાવ્યું. પણ સહાધ્યાયીઓને સ્કલોડોવ્સ્કાનો ઉચ્ચાર બરાબર ન ફાવતો અને માન્યાને મેરી કહેવડાવવું ન ગમતું, એટલે તે કોઇની સાથે ન ભળતી. આ શરમાળ, દઢાગ્રહી સુંવાળા લીસા વાળવાળી છોકરી સામે વિદ્યાર્થીઓ જોઇ રહેતા અને અંદર અંદર પૂછપરછ કરતા:

'આ કોણ છે?'

'કોઇ પરદેશી લાગે છેઃ નામ વિચિત્ર છે. ભૌતિક વિજ્ઞાનનાં ભાષણોમાં આગળી હરોળમાં બેસે છે; બહુ વાતો કરતી નથી, કોઇની સાથે ભળતી નથી.' એમ અંદર અંદર વિદ્યાર્થીઓ સંદિગ્ધ જવાબ આપતા. માન્યાને–મેરીને આ યુવાનોમાં જરાય રસ નહોતો. તેનુ ધ્યાન તો પ્રોફેસરોમાં હતું. તેમની પાસેથી તેને વિજ્ઞાનનાં રહસ્યો શીખવાં હતાં.

એ જમાનાની રૂઢી અનુસાર આ પ્રોફેસરો ધોળી ટાઇ અને ઇવનીંગ ડ્રેસ–સાંજના પોશાકમાં–જે હંમેશા ચાકથી ખરડાયો રહેતો–ભાષણો આપતા. મેરીનો જીવ પ્રોફેસરોના ગંભીર પોશાક અને તેમની ભૂરી દાઢીઓની સ્વપ્નસૃષ્ટિમાં ચોંટી રહેતો

પ્રોફેસર લીપ્પમાનનુ ભાષણ સાંભળ્યું; એકદમ પ્રૌઢ, ગંભીર અને દલીલપુરઃસર. પ્રોફેસર બાઉટીનું ભાષણ સાંભળીને મેરીને લાગ્યું કે–(આપણે પણ માન્યાને મેરી કહીશું) તેમના મગજમાં વિજ્ઞાનનો ભંડાર ભરેલો છે. ત્રેવીસ પ્રોફેસરોની નામાવલિ પ્રગટ કરવામાં આવી હતી.- આ બધાને ઓળખવા અને તેમનાં ભાષણો સાંભળવા મેરીને આતુરતા થઇ.

પણ અણુધારી મુશ્કેલીઓ ફૂટી નીકળી. મેરી એમ માનતી કે પોતાને ફ્રેંચ ભાષા સારી રીતે આવડે છે. તેની આ માન્યતા ખોટી નીકળી. ભાષણોમાં કેટલાંય વાકયો વણ-સમજાયાં રહી જતાં. વળી ગણિત અને ભૌતિક વિજ્ઞાનમાં તે ઘણી છેવાડે રહેની એમ માલૂમ પડયું. વાત આવી છે, તો ડીગ્રી મેળવવા કેટલી મહેનત કરવી પડશે?

પોલ એપલનું ભાષણ આવ્યું: કેટલી સરસ સમજુતી અને કેટલી રંજક છટા! એક એક શબ્દ સ્પષ્ટ. પ્રયોગો પણ કેટલા સુંદર ગોઠવેલા! 'હું સૂર્ય લઉં છું અને તેને ફેકું છું.' માન્યા–મેરી હર્ષાતિરેકમાં આવી ગઇ. તેનો આનંદ માતો ન હતો તે નાચી ઊઠી! એ પોતાના પ્રિય ધ્યેય તરફ નિશ્ચિંતતાથી આગળ ધપી રહી હતી.

એક સાંજે મેરી પોતાની નાની ઓરડીમાં અભ્યાસમાં મન પરોવી રહી હતી, ત્યાં તેના બનેવીએ હાક પાડી.

"જલદી કોટ અને ટોપી પહેરી લો. મારી પાસે મફત ટિકિટ આવી છે. આપણે બધાં જલસામાં જઇએ." દાક્તર દલુસ્કીએ પોતાના સ્વાભાવિક આનંદમાં કહી નાખ્યું.

'પણ....'

'પણ બણ કાંઈ નહીં. પોલેંડથી એક પિયાનો વગાડનાર આવ્યો છે. ખૂબ ઓછી ટિકિટો ખપી છે. આપણે જઇને થિયેટર ભરી દઈએ. દેશના માણસને મદદ કરવી જોઇએ. હું તો એક મોટું ટોળું એકઠું કરી લાવ્યો છું. ખૂબ તાળીઓ પાડશું. તેનો જલસો ફતેહમંદ કરી બનાવશું.'

દલુસ્કીની સ્વદેશાભિમાનની દલીલ આગળ ટકવું મેરીને અશક્ય થઇ પડ્યું. ચોપડી મૂકી અને ત્રણે જણ બસ પકડવા દોડ્યા. થિયેટરનો પોણો ભાગ ખાલી હતો. એક લાંબા પાતળા યુવકને વ્યાસપીઠ પર મેરીએ જોયો. તેના વાળ લાલ દેખાતા હતા. પિયાના પાસે તે બેઠો હતો. તેની આંગળીઓ કળાપૂર્વક પિયાના પર ફરી રહી હતી. તે કોઇ એક સાધારણ કળાકાર નહોતો. મેરી તો તેની કળા પર મુગ્ધ થઈ ગઈ.

સંગીતજ્ઞ યુવક કોઈ વાર સાંજે બ્રોન્યાને ત્યાં આવતો. તેની સાથે એક સ્ત્રી આવતી—જેની સાથે તે પ્રેમમાં હતો. યુવક અર્ધો ભૂખ્યો પણ સુંદર હતો. બુદ્ધિ કુશાગ્ર હતી. તેનું નામ ઇગ્નેસ પાડેરોવ્સ્કી—ભવિષ્યના સ્વતંત્ર પોલંડનો વડો પ્રધાન.



મેરી પોતાનો અભ્યાસ ઉત્સાહપૂર્વક કરતી. યુનિવર્સિટી જીવનમાં તેને આનંદ આવવા માંડ્યો હતો, પણ તેનો શરમાળ સ્વભાવ આડે આવતો. ફ્રેંચ વિદ્યાર્થી સાથે તે બહુ ન ભળતી, છતાં પોતાના દેશથી આવેલા વિદ્યાર્થીઓ સાથે હરતી ફરતી. આ બધા વિદ્યાર્થીઓએ સ્વતંત્ર પોલેંડની એક નાનકડી વસાહત પેરીસમાં ઊભી કરી હતી. તેઓ અહીં પોલેંડની રીતે નાતાલ ઉજવતા, નાટક ભજવતા, નાચગાન ગોઠવતા અને ખાણાં ખાતા. એકવાર મેરીએ નાટ્ય પ્રયોગોમાં ભાગ પણ લીધો.

એક પત્રમાં પિતાને પોતાની પ્રવૃત્તિનો હેવાલ લખ્યો. પણ પ્રોફેસર પિતાને એ વાત ન રૂચી.

૧૮૯૨ના જાન્યુઆરીના પત્રમાં પિતાએ હૃદય ઠાલવ્યું:

'તારા છેલ્લા પત્રે મને દુઃખ ઉપજાવ્યું છે. આવી પ્રવૃત્તિમાં પડવા માટે હું મારી નાપસંદગી દર્શાવું છું. આ બધું નિર્દોષ ભાવે કર્યું હોય, છતાં, પેરીસમાં એવા-જાસૂસો છે કે જે દરેક હિલચાલ પર દેખરેખ રાખે છે. આથી ભવિષ્યમાં ધંધા માટે વાંધો ઊભો થાય. તારું નામ હવેથી આવી પ્રવૃત્તિમાં ન આવે એમ હું ઇચ્છું છું....' મેરી ત્યાર-પછી આવા જલસામાં ભાગ લેતી બંધ થઈ.

હવે એક નવો પ્રશ્ન ઉપસ્થિત થયો. મોટી બહેનના ત્યાં અભ્યાસમાં ખૂબ ડખલ થતી. દાક્તરનો આનંદી સ્વભાવ, તેના મિત્રો તેમજ દર્દીઓની આવ જા પણ ખૂબ, એટલે અભ્યાસમાં એક ધ્યાન ન થવાતું. ઉપરાંત ત્યાંથી સોરબોન જતાં ખાસો એક કલાક લાગતો. બસના ભાડાનું ખર્ચ ખૂબ આવતું. આખરે નક્કી થયું કે મેરીએ યુનિવર્સિટી નજીક રહેવા જવું. બહેનને છોડતાં હૃદયનાં તાર ઝણઝણી ઊઠયા.

## ભૂખમરે.

**: ૯ :**

**મો**ટી બહેન સાથે પેરીસમાં ટેવાતાં થોડા મહિના જતા રહ્યા હતા. હવે મેરી એકલી પડી. જૂના મિત્રો નહોતા. ત્રણ વર્ષ સુધી એક વિદ્યાર્થીની જિંદગીમાં રહેવાનું હતું. મેરીના સ્વપ્નાનું આ જીવન હતું:-કોઈ એક ત્યાગી સાધુનું જીવન હતું ! નરી સાદાઈનું જીવન હતું.

બહેનના ઘેરથી નીકળ્યા પછી રહેવા ખાવાનું ખર્ચ મેરીના માથે આવી પડયું. તેની આવક તો બધી મળીને માત્ર ચાળીસ રૂબલ જ હતી ભાડું, ભોજન ખર્ચ, કપડાં, પુસ્તકો અને ફી—બધું ૪૦ રૂબલમાં શી રીતે ચાલે ? રોજના માત્ર ત્રણ ફ્રાંક થયા. આર્થિક પ્રશ્ન ખડો થયો. મેરીએ એ પ્રશ્નનું નિરાકરણ કર્યું. તેના જેવા બીજા ગરીબ વિદ્યાર્થીઓ પણ આમ જ રહેતા. પોલેંડના નેના મિત્રો પણ આવી જ ગરીબ અવસ્થામાં રહેતા હતા. કેટલાક એક ઓરડીમાં સાથે રહેતા; સાથે જમતા, રાંધવા શિવવાનું કામ કરી પેટનું પૂરું કરતા. બ્રોન્યાએ પણ રસોઇયણ તરીકે કામ કર્યું હતું. પણ માન્યાને આ રીત ન ગમી.

મેરીએ એક તદ્દન સસ્તું ભંડકિયું શોધી કાઢયું. તેમાં કોઈ જ સગવડ નહોતી—નહીં ગરમીની સગવડ, નહીં વીજળીની ગોઠવણ કે નહીં પાણીના નળની વ્યવસ્થા. આવી ઓરડીમાં મેરીએ પોતાનું 'ફરનીચર' ગોઠવ્યું—એક ખાટલો, ચટાઇ, સ્ટવ, ટેબલ અને ખુરશી, એક ધોવાનું વાસણ અને કુંજો જેમાં નીચેથી પાણી ભરી લાવી મેરી રાખી મૂકતી.

બીજું ખર્ચ કમી કર્યું. અઠવાડિયા સુધી માખણ રોટી અને ચા પર ચલાવવા માંડયું. કોઇવાર જમણનું મન થાય ત્યારે કોઇ સસ્તા રેસ્ટોરાંમાં ખાઇ લેતી. પરિણામે મેરી ફિક્કી પડવા લાગી; સ્વાસ્થ્ય લથડયું; અશક્તિ વધવા લાગી; માથું ફરવા લાગ્યું–ભૂખમરાનો રોગ મેરીને લાગુ પડયો. પણ કોઇને એ વાત ન કરે. બહેન બનેવી પૂછ-પરછ કરે તો હા—ના—નો જવાબ આપે, અને વધારે પડતા કામનું બહાનું આગળ કરે.

એક દિવસ મેરીને મૂર્છા આવી ગઇ. મિત્રોએ મોટી બહેનને ખબર આપી. દાક્તર દલુસ્કી પણ સાથે આવી પહોંચ્યા, તેમણે તબિયત તપાસી

'આજે ખાધું છે?'-દાક્તરે સવાલ પૂછયો.

'આજે? ખબર નથી. થોડા વખત પહેલાં જમી હતી.' મેરીએ ટુંકાવ્યું.

'શું ખાધું હતું?'

'કાંઇક.' પણ દાક્તર છોડે એમ નહોતું. તેમણે દર્દીનું માપ કાઢી લીધું હતું. આખરે મેરીને કબૂલ કરવું

પડ્યું, કે આખો દિવસ થોડુંઘણું ખાઈને ચલાવ્યું હતું. દાક્તરનો પિત્તો ઉછળ્યો. મેરીની કોઇ પણ દલીલ સાંભળ્યા વિના એકદમ તેને પોતાને ઘેર લઇ ગયા બ્રોન્યાએ તેને ગરમ સુપ પાયો. એકાદ અઠવાડિયામાં મેરીની તબિયત સારી થવા લાગી, પણ પરીક્ષાનું બહાનું આગળ કરી થોડા દિવસ પછી મેરી પોતાના ભંડકિયામાં પાછી ફરી. દાક્તરને વચન આપ્યું કે હવેથી આવું નહીં કરું. બીજા જ દિવસથી તેણે હવા પર જીવવાનું શરૂ કર્યું!

'કામ, કામ, બસ કામ! મેરીએ અભ્યાસમાં ઝંપલાવ્યું: માનવીએ જેટલી વિદ્યા અસ્તિત્વમાં આણી છે તેટલી બધી શીખી લેવા મેરીએ હામ ભીડી. ગણિત, રસાયણ ને ભૌતિક વિજ્ઞાનનાં ભાષણોમાં જવા માંડયું. પ્રયોગોની રીત રસમોથી વાકેફ થઇ—પ્રોફેસર લીપ્પમાને તેને પોતાના મદદનીશ તરીકે સંશોધનમાં જોડી. પોતાની હોશિયારી અને વિચાર-શક્તિ દાખવવાનો તેને હવે અવકાશ મળ્યો. આખો દિવસ પ્રયોગ કરવાના મેજ પાસે મેરી ઊભેપગે રહેતી. પ્રયોગ-શાળાના વાતાવરણને માન આપતી. શાંતિથી અને ધ્યાનપૂર્વક પોતાનું કામ કરતી.

'એક પદવી બસ નહોતી; તેણે બે લેવા નિશ્ચય કર્યો—એક ભૌતિક વિજ્ઞાનમાં અને બીજી ગણિતમાં. તેની મહેચ્છાઓ વધવા લાગી નમ્ર મેરી મહત્ત્વાકાંક્ષી થઇ ગઇ, એટલે સુધી કે જિજ્ઞાસુ પિતાને પણ આ બાબતના ખબર ન આપ્યા. એને ખબર હતી કે, પિતા તેને જલદી પોલેંડ પાછી બોલાવી લેવા ઉત્સુક હતા.

સોરબોનમાં પરદેશી વિદ્યાર્થિનીઓ પ્રત્યે આદરમાન રાખવામાં આવતો. મેરીને લાગ્યું કે તેના સહાધ્યાયીઓ તેના પ્રત્યે માયાળુપણે વર્તતા: કેટલીકવાર આ માયાળુપણાનો અતિરેક પણ લાગતો. મેરી આ ઉંમરે ખૂબ સુંદર હોવી જોઈએ. એક વખત આવા વધારે પડતાં માયાળુ અટકચાળા મિત્રો સામે મેરીની એક બહેનપણી ડીડીસ્કાંએ અંગરક્ષક તરીકે કામ કર્યું; એણે બધાંને પોતાની છત્રી વડે ઠબકાર્યાં. મેરીને પ્રેમદેવને પૂજવાની ફુરસદ નહોતી. તેનો પ્રેમ તો ગણિત અને ભૌતિક વિજ્ઞાનને વરેલો હતો. ૧૮૯૩માં પ્રથમ નંબરે ભૌતિક વિજ્ઞાનમાં અને ૧૮૯૪માં ગણિતમાં તેણે એમ. એ. ની પદવી મેળવી. મહીને ચાલીસ રૂબલમાં તેણે વિદ્યાર્થી જીવન ગાળી ફ્રેંચ ભાષામાં પ્રવીણતા મેળવી.

રજાઓ પડવાનો વખત આવ્યો. મેરીએ સ્વદેશ જવા તૈયારી કરવા માંડી. પોતાની બધી જંગમ મિલ્કત—ખાટલો પથારી, સ્ટવ અને વાસણો—એક સ્નેહીને ત્યાં રાખ્યાં; મુસાફરી માટે થોડો સામાન સાથે લીધો. જે કાંઈ હવે બચત રહી તેમાંથી અત્યાર સુધી જે નહોતું ખરીદ કર્યું તે ખરીદ કરવા મેરી એક મોટી દુકાને ગઈ—એણે રીંગ, દુપટ્ટા ઈત્યાદિ ફેન્સી ચીજો લીધી. ખિસ્સામાં પૈસા બચાવીને સ્વદેશ જવું એ એક શરમની વાત ગણાતી. કુટુંબીજનોને ભેટ આપવા વસ્તુઓ લઈ જવી એ રિવાજ સર્વત્ર છે.

કુટુંબીજનોના હેતાળ વાતાવરણમાં મેરીની તબિયત સુધરવા લાગી. જોસેફ અને હેલા તેને આગ્રહપૂર્વક જમાડતાં. મેરીનો આનંદી સ્વભાવ પાછો આવવા લાગ્યો. શરીર પણ

જરા જાડું દેખાવા લાગ્યું. ત્રણ મહિના ચાલ્યા ગયા. પાછા ફરવાનો વખત થયો. પૈસાની ચિંતા સામી આવીને ઊભી રહી. પેરીસ કેવી રીતે જવું? પૈસા ક્યાંથી કાઢવા? મહિને ફક્ત ૪૦ રૂબલ—પણ બચત ખલાસ થવા આવી હતી. અને પિતા પણ તેને મદદ કરવા કેટલું સહન કરતા હતા? પરિસ્થિતિ એકદમ ગંભીર થઇ હતી. એને કાંઇ સૂઝતું નહોતું. મેરી પેરીસ જવાનું છોડી દેવાના નિર્ણયપર આવતી હતી, ત્યાં એક ચમત્કાર બન્યો.

અંગરક્ષક બનેલી સખી ડીડીસ્કા આ વખતે વહારે ધાઈ. મેરી ભવિષ્યમાં અવશ્ય મહાન કાર્ય કરવા સર્જાયેલી છે એવી ખાત્રી ડીડીસ્કાને હતી. તેણે વોરસોમાં પોતાની બધી લાગવગ વાપરીને એલેક્ષાંડ્રોવીશ શિષ્યવૃત્તિ મેરીને અપાવી. પરદેશ અભ્યાસ કરતા આશાસ્પદ વિદ્યાર્થીઓ માટે આ શિષ્યવૃત્તિ કાઢવામાં આવી હતી. છસો રૂબલ! અરે, પંદર મહિના સુધી ચાલશે. બીજાઓને માટે મદદ માગવાની પરોપકાર વૃત્તિવાળી મેરી પોતાને માટે પૈસા મેળવવા કોઈ દિવસ આવી હિંમત ન કરત. આનંદના આવેશમાં મેરી ફ્રાન્સ જવા ઉપડી ચૂકી.

શિષ્યવૃત્તિ અકસ્માત દૈવયોગે મળી ગઈ. એ પૈસામાંથી જેમ બને તેમ વધારે વખત ફ્રાંસમાં રહેવાય એવી યોજના તેણે ઘડી.

થોડા વર્ષ પછી એક દિવસ મેરી શિષ્યવૃત્તિ આપનાર સંસ્થાના મંત્રી પાસે ગઈ અને છસો રૂબલ પાછા આપ્યા.

શિષ્યવૃત્તિના ઈતિહાસમાં આ અદ્વિતીય દાખલો હતો. મંત્રી તો આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયો. મેરીએ આ શિષ્યવૃત્તિ એક માનવંતા દેવા તરીકે સ્વીકારી હતી. બીજી છોકરીઓને ઉપયોગી થાય એ પૈસા–પોતાની પાસે હોય– છતાં પાછા ન આપવા એ મેરીને મન અપ્રમાણિકતા હતી.

## જીવનસાથીની પિછાન

### ૧૦

મેરીએ અત્યાર સુધી પોતાના જીવનમાંથી પ્રેમ અને લગ્નને બાતલ રાખ્યાં હતાં. આમાં કાંઈ અસાધારણ નહોતું. પ્રથમ પગલે પ્રેમમાં નિષ્ફળતા વરેલ ગરીબ છોકરી બીજું કરે પણ શું ? મેરીએ ફરીવાર પ્રેમમાં ન પડવાની પ્રતિજ્ઞા લીધી. દરેક કામમાં એમ જ બને છે મહાન ચિત્રકાર કે સંગીતકાર કે કોઈ બીજી કલાને વરવા તલસતી સ્ત્રીઓ પ્રેમ, લગ્ન ઈત્યાદિની ભાંજગડમા પડતી નથી. પોતાની સાધનામાં નિષ્ફળ થાય ત્યારે જ લગ્નનો વિચાર કરે છે મેરીએ વિજ્ઞાનની સેવામાં પોતાની જાતને અર્પી હતી, ત્યાં બીજા કોઈ ને સ્થાન નહોતું.

ગરીબાઈમાં પીડાતી અને અતિશય કાર્યથી દુ:ખી થતી, છતાં મેરી પોતાના સ્વપ્નમાં મસ્ત રહેતી તેને ફુરસદ શું છે એની ખબર નહોતી અને તેના ભયંકર પરિણામોની જાણ નહોતી. તેનું અભિમાન અને ભીરુતા તેનાં રક્ષક થઈ પડતાં. તે એટલી જ અણુવિશ્વાસુ થઈ હતી. પ્રથમના પ્રેમ-પ્રસંગ પછી મેરી એવા નિર્ણય પર આવી હતી કે ગરીબ છોકરીઓની પ્રત્યે પુરુષો માયા કે પ્રેમ દાખવતા નથી. આ

વિચારોથી તે અત્યાર સુધી પોતાની સ્વતંત્રતાને વળગી રહી હતી.

સર્વથી વિખુટી પડેલી એક બુદ્ધિમતી સ્ત્રી આમ કરે એ સ્વાભાવિક હતું–પણ આશ્ચર્યની વાત તો એ હતી કે એવો જ એક બુદ્ધિમાન પુરુષ–સોરેબોનનો એક ફ્રેંચ વૈજ્ઞાનિક–મિ. પીરે ક્યુરી કોઈ બુદ્ધિમતી સહચરીની શોધમાં હતો. એનાં સ્વપ્ન મહાન હતાં, ક્રાંતિકારી હતાં–અને એ સિદ્ધ કરવા કોઈ મહાન સહચરીની એને ખેવના હતી. ઘણી નિષ્ફળ શોધખોળના અંતે એ વૈજ્ઞાનિકે પોતાની નોંધપોથીમાં પોતાના અનુભવો એક વાક્યમાં ટપકાવતાં લખ્યુ: “બુદ્ધિશાળી સ્ત્રીઓ વિરલ છે.”

વર્ષો વહી ગયાં પીરે ક્યુરીએ તો વૈજ્ઞાનિક સંશોધનમાં પોતાની જાતને પરોવી દીધી. અત્યાર સુધી અનેક સુંદર છોકરીઓ આવી ને ગઈ, પણ તેણે કોઈને ન ચાહી. આજે તો પાંત્રીસ વર્ષની ઉમર થઈ ગઈ.

૧૮૯૪નું વર્ષ સુભગ હતું એ વર્ષની શરૂઆતમાં વિદ્યાર્થિની મેરી અને શ્રીયુત ક્યુરીની પ્રથમ ભેટ કેવી રીતે થઈ તે મેરીના શબ્દોમાંજ વાંચીએ:

“હું આવતી હતી ત્યારે શ્રી પીરે ક્યુરી રવેશમાં બારણા નજીક એક બારીની જગ્યામાં ઊભા હતા મને તે જુવાન લાગ્યા–જો કે તેમની ઉમર પાંત્રીસ વર્ષ ઉપરની હતી તેમની સ્વચ્છ દૃષ્ટિએ મને આકર્ષી. તેમનામાં એક પ્રકારની બેદરકારી પણ દેખાતી હતી. તેમની સાદાઈ, વિચારાત્મક વાતચીત અને આકર્ષક સ્મિતોએ મારામાં વિશ્વાસ પેદા કર્યો.

અમારી વાતચીત શરૂ થઈ અને મિત્રાચારી વધી. વાતચીતનો વિષય વિજ્ઞાનને લગતા સવાલો હતા.”

આ મુલાકાત બહુ જુદા સંયોગોમાં થઈ હતી.

ફ્રીબર્ગ વિશ્વવિદ્યાલયના પ્રોફેસર કોવાલ્સ્કી પોલેંડના વતની હતા. તેઓ તેમની પત્ની સહિત પેરીસ આવવાના હતા. મેરીને શ્રીમતી કોવાલ્સ્કી સાથે ઓળખાણ હતી. પોતાના આગમનની ખબર પ્રોફેસરે મેરીને લખી જણાવી હતી. પ્રોફેસરે પેરીસમાં ભાષણો આપ્યાઃ વિજ્ઞાનમંડળોની સભાઓમાં હાજરી આપીઃ ને મેરીને સ્નેહપૂર્વક ખબર અંતર પૂછ્યા. મેરીએ પોતાનું અંતર ઠાલવ્યુઃ ‘જુદી જુદી ગજવેલોના લોહચુંબકીય ગુણોનો અભ્યાસ કરવાનું મને સોંપાયું છે. પ્રોફેસર લીપ્પમાનની પ્રયોગશાળામાં કાર્ય ચાલે છે, પણ લોહના ખનીજ અને બીજા નમૂનાઓનું પૃથક્કરણ કરવાની જરૂર છે. આ કાર્યમાં ખૂબ સાધનોની જરૂર છે. પ્રયોગશાળામાં જગ્યા નથી અને પ્રયોગો આગળ ચલાવવા શું કરવું તે મને સમજાતું નથી.’

થોડીકવાર વિચાર કરીને પ્રો૰ કોવાલ્સ્કીએ જવાબ આપ્યોઃ ‘મને એક વિચાર આવે છે હું એક એવા વૈજ્ઞાનિકને ઓળખું છું. તેઓ કદાચ તમને જગ્યા કરી આપે. ગમે તેમ પણ તે તમને સલાહ આપી શકશે. કાલે મારે ત્યાં ચા પીવા આવવાનું આમંત્રણ છે. એ વૈજ્ઞાનિકને પણ હું નોતરીશ. એ વેળા આપણે બધી વાતો કરીશું. તેમના નામની તમને ખબર હશેઃ તેમનું નામ મોન્શિયર પીરે ક્યુરી.”

સાંજે બધા મળ્યા. ફ્રેંચ વૈજ્ઞાનિક અને પોલિશ વિદ્યાર્થિની વચ્ચે સહાનુભૂતિપૂર્વક વાતો થઈ.

શ્રીયુત ક્યુરીમાં ગંભીરતા અને બેદરકારીના સંમિશ્રણથી ઉપસ્થિત એક પ્રકારનું વ્યક્તિત્વ હતું. તેઓ ઊંચા હતા. જૂની ફેશને સીવેલાં તેમનાં કપડાં તેમના શરીર પર ઢીલાં પડતાં, પણ તે તેમને બરાબર લાગતાં. તેમનામાં કુદરતી સૌંદર્ય હતું. હાથ લાંબા અને ચહેરો લાગણીદર્શક હતો. મુખમુદ્રા ખરબચડી દાઢીને લીધે લાંબી દેખાતી. તેમની શાંત આંખો તેમાં ખૂબસુરતી પૂરતી. તેમની દષ્ટિ ઊંડી અને ગંભીર લાગતી પોતે ખૂબ થોડું બોલતા ઉતાવળો સાદ કદી કાઢતા નહીં. વિરલ બુદ્ધિ અને વિશેષતા તેમનામાં ન દેખાય એ અસંભવિત હતું. પણ પીરે ક્યુરી માનવતાના અદ્વિતીય નમૂના હતા ,તેમનું ખમીર ઉમદા હતું.

તેમને પણ પોલેંડની વિદ્યાર્થિની મેરી સ્કલોડોવ્સ્કા ખરેખર આશ્ચર્યકારક છોકરી લાગી. વાતચીત વિજ્ઞાનના પ્રશ્નો પર વળી. મેરીએ આદરપૂર્વક પ્રશ્નો પૂછ્યા અને પીરે ક્યુરીની સૂચનાઓ ધ્યાનપૂર્વક સાંભળી તેમણે મનમાં વિચાર કરવા માંડયો: પોતે જે કામ કરે છે તેને લગતી વાતો પારિભાષિક શબ્દો અને ગુંચવણભર્યાં સૂત્રોમાં એક સ્ત્રી સાથે કરવી એ કેવી વિચિત્ર વાત છે; એટલું નહીં, પણ એક સ્ત્રી સ્પષ્ટતાથી વિગતોની ચર્ચા કરે અને સમજે એ કેટલું આહ્‌લાદક છે!!

મેરીના ચહેરા સામે એમણે જોયું. તેમાં કોઇ પણ જાતની ટાપટીપ નહોતી. મેરી સંબંધી પ્રોફેસર કોવાલ્સ્કીએ કરેલ બધી વાતો યાદ કરી. પૈસા વિના એણે કેવી જહેમતથી અભ્યાસ કર્યો હતો, તેનું સ્મરણ થયું.

"તમે ફ્રાંસમાં કાયમ માટે રહેવા ઈચ્છો છો ?" તેમણે સહજ પ્રશ્ન કર્યો.

"ચોકસ નહીં. આ ઉનાળામાં પાસ થયા પછી વોરસો જવાની છું શિક્ષકનો ધંધો લઇશ. પોલાંડના વતનીઓને સ્વદેશ તજવાનો હક્ક નથી." મેરીએ રણકતા અવાજે જવાબ આપ્યો. તેના ચહેરા પર એક વાદળી ફરી ગઇ. પીરે કયુરીના મનમાં મેરીને ફરી મળવાની ઇચ્છા જાગ્રત થઇ.

બંને જણાને મુલાકાત પૂરી કરતાં એમ જણાયું કે તેઓ કંઈક મેળવી રહ્યા છે શું મેળવી રહ્યા છે, તે વેળા કોઇને સ્પષ્ટ નહોતું.

## પીરે ક્યુરી

### ૧૧

### આ પીરે ક્યુરી કોણ હતા?

મોન્સીયર ક્યુરી ફ્રાન્સના બુદ્ધિશાળી વૈજ્ઞાનિક હતા. પણ 'ઘરનો જોગી જોગટો' એમ સ્વદેશમાં તેમને કોઈ ન ઓળખતું, પણ પરદેશી વૈજ્ઞાનિકોમાં તેમની કીર્તિ સારી રીતે ફેલાયેલી હતી.

તેમનો જન્મ ૧૮૫૯ના મે માસમાં થયો હતો તેમના પિતા દાક્તરનો ધંધો કરતા અને વૈદકીય સંશોધનમાં રસ લેતા. દાક્તરને બે દીકરા હતાઃ મોટો જેક અને નાનો પીરે. બન્ને ભાઇ નાનપણથી વિજ્ઞાનના અભ્યાસમાં રસ લેતા થયા હતા. પીરેનું મગજ સ્વતંત્રતાપ્રિય અને વિચારશીલ હતું, એટલે શિસ્તના બંધનોમાં તે ન રહી શકતું કોઇ દિવસ પીરેએ નિશાળનું મોં જોયું નહોતું દાક્તરે પોતે શરૂઆતમાં તેને શિક્ષણ આપ્યું. પછી પીરેને એક સારા શિક્ષકને સોંપી દીધો. પરિણામે, સોળ વર્ષની ઉમરે પીરે ગ્રેજ્યુએટ થયો અને ૧૮ વર્ષની ઉમરે એમ. એ. ની પદવી લીધી

બીજે જ વર્ષે વિજ્ઞાનની ફેકલ્ટીમાં મદદનીશ તરીકે તેની નિમણૂંક થઈ. પાંચ વર્ષ સુધી તેમણે ત્યાં કામ કર્યું. બંને ભાઇ સાથે સંશોધન કરતા, અને થોડા સમયમાં તો 'પીએઝો-ઈલેકટ્રીસીટી'ની શોધ કરી. ૧૮૮૩માં બંને ભાઈઓને છૂટા પડવું પડયું. જેક મોંટપીલરમાં પ્રોફેસર તરીકે નીમાયો. અને પીરે પેરીસની ભૌતિક અને રસાયન વિજ્ઞાનની કોલેજના વડા તરીકે નીમાયો. પણ પોતાનું સંશોધન કાર્ય તેણે મૂકી દીધું નહીં 'ક્યુરી સ્કેલ,' 'ક્યુરી લૉ' એવા અગત્યના સિદ્ધાંતો તેણે શોધી કાઢયા. આટલું બધું ઉચ્ચ કોટિનું કામ કરવા છતાં તેનો પગાર માત્ર ૩૦૦ ફ્રાંક હતો—અને તે પણ પંદર વર્ષની નોકરી પછી.

સુપ્રસિદ્ધ બ્રિટીશ વૈજ્ઞાનિક લૉર્ડ કેલ્વીને ૧૮૯૩ના ઓકટોબરમાં ફ્રાંસમાં પગ મૂકયો. પહેલું કામ તેમણે મોન્સીયર ક્યુરીને પોતાના આગમનની ખબર આપવાનું કર્યું અને મેળાપનો સમય ગોઠવ્યો. પ્રાથમિક પરિચયમાં જ બ્રિટીશ વૈજ્ઞાનિકને લાગી આવ્યું કે, આવો બુદ્ધિશાળી વૈજ્ઞાનિક ઢસરડો કરે છે; ને તેના કોઇ ભાવ પૂછતું નથી અને તેને કોઇ મદદનીશ પણ આપવામાં આવ્યો નથી.

મોન્સીયર ક્યુરીનો સ્વભાવ અજબ હતો. મોટી જગ્યાઓ માટે અરજી કર્યા કરવી અને મિથ્યાભિમાનનાં રોદણાં રડયાં કરવા, એ તેમને નૈતિક વિનિપાત લાગતો. કોઈ એક મોટી જગ્યા માટે અરજી કરવા મિત્રોએ સૂચવ્યું. તેના જવાબમાં તેમણે નીચે પ્રમાણે લખ્યુ:

"અમુક પ્રોફેસર જાય છે; તેની જગ્યા માટે મારે-

અરજી કરવી એમ મને સૂચવો છો. કોઈ પણ જગ્યા માટે ઉમેદવારી કરવી એ ગંદું કામ છે: મને એ આવડતું નથી. એથી તો માણસનો નૈતિક વિનિપાત થાય છે. આવી બાબતોમાં મન પરોવવું એ નાદુરસ્ત મગજના કામ સિવાય બીજું કાંઈ નથી, એમ હું માનું છું."

સ્કૂલના નિયામકે મોન્સીયર પીરને માટે ફ્રેંચ એકેડમીના માનની ભલામણ કરી, તે પ્રસંગે તેમનો નીચેનો પત્ર જાણવા જેવો છે.

'આપ મારી એકેડેમીના પ્રીફેક્ટ માટે ભલામણ કરવાના છો એમ મોન્સીયર સુઝેટ મને કહે છે. આવું ન કરવા આપને મારી વિનંતિ છે. આ માન તમે મને મેળવી આપશો તો મારે દુઃખપૂર્વક અસ્વીકાર કરવો પડશે. મેં કોઇ પણ માન ન સ્વીકારવાનો નિશ્ચય કરેલો છે. લોકોની દ્રષ્ટિએ હાસ્યાસ્પદ લાગે એવું પગલું ભરવામાંથી આપ મને બચાવી લેશો એવી આશા રાખું છું મારા પ્રત્યે હમદર્દીનો કોઇ પૂરાવો આપવાની આપની ઈચ્છા હોય તો, આપે તે કરી બતાવ્યું છે, અને મને મારા કામ માટે સાધનો પૂરાં પાડો છો, અને નિર્વિઘ્ને સંશોધન કરવા દો છો એ આપની મારા પ્રત્યેની લાગણીનો સબળ પૂરાવો છે.'

મોન્સીયર ક્યુરી એક અચ્છા લેખક હતા: કળાકાર હતા, અને કવિ પણ હતા. એવીજ એક જીવનસખી તેમની દૃષ્ટિ સમક્ષ આવીને ઊભી હતી.

મોન્સીયર ક્યુરી પોલિશ વિદ્યાર્થિની તરફ આકર્ષાયા. અને તેની સાથે મિત્રાચારી કેળવવા માંડી. બે ત્રણવાર

ફીઝીકસ સોસાયટીની બેઠકોમાં મુલાકાત થઇ.. પોતાના સંશોધનનો છેલ્લો પ્રગટ થયેલો લેખ મેરીને "કર્તાના માનસહિત" મોકલ્યો ને મુલાકાતની માગણી કરી. મેરીએ સ્થળ અને સમય આપ્યો. થોડા મહિના વહી ગયા. મિત્રાચારી વધવા લાગી. અરસપરસ માનવૃત્તિ અને વિશ્વાસ પણ વધતો ગયો. શ્રીયુત ક્યુરીને પોલિશ છોકરીએ મંત્રમુગ્ધ કર્યા. તેઓ મેરીની સલાહ મુજબ વર્તતા અને તેને અનુકૂળ રહેતા. મેરીએ તેમને નિબંધ લખી ડોકટરની પદવી મેળવવા પ્રેરણા કરી, પણ હજી એકેય પક્ષ તરફથી નિર્ણય લેવાનુ પગલું ભરાયું નહોતું. મેરી હજી સ્વતંત્ર હતી. મુલાકાતોની પરંપરા ચાલુ હતી.

જુન મહીનાની એક સાંજે મેરી ગણિતની પરીક્ષાની તૈયારીમાં પુસ્તકો ઉથલાવી રહી હતી. ઉનાળાની ગરમી હતી. સામે ફૂલદાનીમાં થોડાં સફેદ ફૂલો હતાં. શ્રીયુત પીરે આવ્યા. મેરીએ ચા બનાવ્યો. વિજ્ઞાનના પ્રશ્નોની ચર્ચા ચાલી. પછી જરાય વાત બદલાવ્યા વિના શ્રીયુત પીરેએ કહ્યું; "હું ઇચ્છું છું કે આપ મારા માતા-પિતાને મળવા આવશો. હું તેમની સાથે રહું છું. તેઓ સારાં માણસો છે." અને પોતાનાં પ્રેમાળ માતાપિતા સંબંધી ખુબ વાતો કરી, તેમનો સ્વભાવ વર્ણવ્યો. પોતાના બાળપણની વાતો કરી. પોતાના ભાઇ જેકની સાથે ખેલેલા સાહસોની કથા કરી.

મેરી આ બધું આશ્ચર્યપૂર્વક સાંભળી રહી. તેમાં તેને પોતાના કુટુંબના ઇતિહાસ સાથે મળતાપણું લાગ્યું. પોતાનું દિલ ખોલીને તેણે પણ પોતાની વાતો કરી, અને કહ્યું કે "હું થોડા અઠવાડિયામાં પોલેંડ જવાની છું."

"ઓક્ટોબરમાં પાછાં આવશોને ? મને વચન આપો કે જરૂર આવશો. ત્યાં રહીને અભ્યાસ આગળ વધારી' નહીં શકાય. હવે વિજ્ઞાનને છોડી દેવાનો તમને હક્ક નથી...."

થોડીવાર ચૂપ રહ્યા પછી મેરીએ ડગુમગુ અવાજે આસ્તેથી જવાબ આપ્યો; 'હું માનું છું કે તમે સાચા છો. ઘણું કરીને તો હું પાછી આવવા ઈચ્છું છું.'

શ્રીયુત પીરેએ ભવિષ્યની વાતો ઘણી વાર કરી. આખરે મેરીને પોતાની સાથે લગ્નસંબંધથી જોડાવા કહ્યું, પણ સામો જવાબ સંતોષકારક ન મળ્યો. મેરીના મનમાં મંથન ચાલી રહ્યું હતું; ફ્રેંચને પરણી પોલાંડ છોડવું; માબાપ છોડવા, બધી રાજકીય પ્રવૃત્તિ છોડવી—એ બધું ભયંકર લાગ્યું. કોઈ પણ જાતનું વચન આપ્યા વિના મેરી રજાઓમાં સ્વદેશ ઉપડી ગઈ.

મહાન વિજ્ઞાનશાસ્ત્રી પીરેના વિચારો હવે જાગૃત અવસ્થામાં કે સ્વપ્નાવસ્થામાં મેરીની પાછળ દોડવા લાગ્યા. સ્વીટ્ઝર્લૅન્ડમાં મેરી થોડાં અઠવાડિયા રોકાવાની હતી, ત્યાં જવા વિચાર કર્યો; પોલાંડ જવાની પણ ઇચ્છા થઈ. પણ એ બધું ન થઈ શક્યું. પોતાનો મુદ્દો આગ્રહપૂર્વક આગળ ધપાવવા શ્રીયુત પીરેએ પત્રવ્યવહાર શરૂ કર્યો. પણ એ માત્ર પ્રેમઘેલા પત્રો જ નહોતા. તેમાં વિજ્ઞાન, સમાજશાસ્ત્ર ઇત્યાદિ વિષે પીરે લંબાણથી ચર્ચાપૂર્વક લખતા.

ઓક્ટોબર આવ્યો. શ્રીયુત પીરેનું હૃદય આનંદથી ખીલી ઊઠયું. મેરી પેરીસ આવી ગઈ. પ્રયોગશાળામાં તે મળતી. આ વખતે તેણે મોટી બેન બ્રોન્યાના દવાખાનામાં એક રૂમ રાખી. આ અંધારી ઓરડીમાં પીરેએ પોતાની મુલાકાતો ચાલુ

કરી. પોતે પોલૅંડ આવવા તૈયાર છે એમ પણ કહી દીધું. જો મેરીને પોતાના પ્રત્યે પ્રેમ ન હોય તો મિત્રાચારીભરી મહોબ્બત કરવા પણ પોતે તયાર છે. એક બંગલામાં રહેશું અને વચ્ચે પડદો નખાવી દઇશું એવી વિચિત્ર વિનંતિઓ પણ કરી જોઇ. પણ જીવનની વાટ પર સાથીદાર તરીકે જીવવાનો નિરધાર કર્યો હતો.

મેરીએ પોતાની બહેન બ્રોન્યાને પોતાની મુશ્કેલીઓ અને ચિંતાઓની વાત ખુલ્લા દિલે કરી. પીરેને જ્યારે ખબર પડી કે મેરીએ મીસીસ દલુસ્કાને વિશ્વાસમાં લીધી છે, ત્યારે તેમણે તે તરફ પ્રયત્ન શરૂ કર્યો. બ્રોન્યાને પોતાના ઘેર લઇ ગયા. ડા. કયુરીના પત્નીએ નમ્ર અવાજે બ્રોન્યાને કહ્યું: 'મારા પીરે જેવો આ પૃથ્વી પર બીજો કોઇ નથી. તારી બહેનને આનાકાની કરવાની ના પાડ.' બીજા કોઇના કરતાં પીરેની સાથે તારી બહેન વધુ સુખી થશે.' પણ લગ્નનો વિચાર ગળે ઉતારતાં મેરીને દશ મહિના લાગ્યા. જીવન અને ફરજના સિદ્ધાંતો મેરીને ગુંચવતા હતા.

સિદ્ધાંતો! શ્રીયુત પીરેને પણ સિદ્ધાંતો હતા. તેમણે મેરી સાથે ચર્ચા આદરી. છેવટે એક યુવાન સાધ્વીમાંથી પીરેએ એક સ્ત્રી સર્જી. ૧૮૯૫ ના જૂલાઇની ૧૦ મી એ મેરીના ભાઈ જોસેફે સ્કલોડોવ્સ્કા કુટુંબના આશીર્વાદ મેરીને મોકલ્યા. થોડા દિવસ બાદ મેરીએ પોતે પોતાની જૂની સખી કાઝીઆને લખ્યું: 'આ કાગળ તને મળશે તે પહેલાં મારું નામ ફરી ગયું હશે....હવેથી પત્ર નીચેના સરનામે લખજે. મેડમ કયુરી, સ્કૂલ ઑફ ફીઝીકસ અને કેમીસ્ટ્રી, ૪૨ રોલહોમોન્ડ.'

જૂલાઈની ૨૬ મીએ પોતાની ઓરડીમાં છેલ્લીવાર રહેવાની હતી. એ અનેરો દિવસ હતો. તેનો ચહેરો આનંદમય અને ખૂબસુરત લાગતો હતો. તેના સહાધ્યાયીઓએ કોઈ દિવસ મેરીને આવી જોઈ નહોતી. આજે મેરી સ્કલોડોવ્સ્કામટીમેડમ પીરે ક્યુરી થવાની હતી.

લગ્ન તદ્દન સાદું હતું. સફેદ કીમતી પોશાક, વીંટી કે જમણવાર કાંઈ નહોતું. ધાર્મિક ક્રિયા પણ નહોતી. કારણ કે પીરે 'ફ્રી થીંકર'–સ્વતંત્ર વિચારક હતા. વકીલોની જરૂર નહોતી; કારણ કે એ બાયસીકલો સિવાય એકેની પાસે બીજી મિલ્કત પણ નહોતી. મેરીના પિતા વૉરસૉથી આવી ગયા હતા. યુનિવર્સિટીના સંબંધીઓ હાજર હતા. શ્રી. પીરે આવી પહોંચ્યા ત્યાથી મંડળ લક્ષેમ્બર્ગ સ્ટેશન ઉપડ્યું અને ડૉ. ક્યુરીના ઠેકાણે પહોંચ્યું. વિજ્ઞાન ફેકલ્ટીના પ્રવેશ દ્વાર આગળ મોરબોન વિદ્યાલયની સામે મેરીએ પોતાના પતિ સાથે હાથ મેળવ્યો.

પ્રોફેસર સ્કલોડોવ્સ્કીએ શુદ્ધ ફ્રેંચ જબાનમાં વૃદ્ધ ડૉ ક્યુરીને સંબોધી અંતઃકરણપૂર્વક ઉદ્‌ગાર કાઢ્યા: "પ્રેમને લાયક એક દીકરી તમને સોંપડી છે: આ દુનિયામાં આવ્યા પછી કોઈ દિવસ એણે મને દુઃખ આપ્યું નથી."

## સુખી દંપતી

૧૨

ગઈ કાલની મેરી અને આજે બનેલી મેડમ ક્યુરી, જે કામ લેતી તેમાં હમેશાં ફત્તેહમંદ થતી. લગ્નમાં પણ એમ થયું. પરણતાં પહેલાં એક વર્ષ સુધી વિચાર કર્યા કર્યો! પરણ્યા પછી દીર્ઘદ્રષ્ટિ વાપરીને પોતાનો સંસાર શરૂ કર્યો. પરિણામે દાંપત્યસુખ અદ્ભુત નીવડ્યું.

પીરે અને મેરીનાં લગ્ન પછીના શરૂઆતના થોડા દિવસો આકર્ષક હતાઃ બંને પોતાની બાઈસીકલ પર રખડયાં કરતાં. થોડાં કપડાં; બે રેઈન કોટ–એટલો સામાન બાઈસીકલ પર ગોઠવાઈ જતો. કોઈ સુંદર જગ્યા શોધીને તેઓ ખાણું પતાવી લેતાં. સાંજે કોઈ વીશીમાં વાળુ કરી લેતાં. શ્રી. પીરેને ફ્રાંસના પ્રદેશોમાં ભમવાનો ખૂબ શોખ હતો. શહેરી રીતે ગોઠવેલી પર્યટનની પદ્ધતિ તેમને ન ગમતી.

શહેરથી દૂર શાંત વાતાવરણમાં દંપતીને ખૂબ મજા પડતી. એક દિવસ ખેડૂતના ઘરમાં બાઈસીકલો મૂકીને બંને સડક મૂકીને કેડીએ વળ્યાં. થોડાંક ફળો અને કંપાસ સિવાય કોઈ સામાન સાથે ન રાખ્યો. ખૂબ આગળ નીકળી

ગયાં. રસ્તામાં સંશોધનની વાતો ચાલ્યા કરતી. એવા આહ્‌લાદક વાતાવરણમાં બંનેએ થાકયા વિના ચાલ્યા જ કર્યું. એક સુંદર તળાવ પાસે જઈ પહોંચ્યા. તે જગ્યાનાં પશુપંખી અને વનસ્પતિ તપાસ્યાં. ગાયાં, નાચ્યાં ને કિલ્લોલ કર્યા. જીવનનો સુખદ દિવસ એ રીતે પૂરો કર્યો. આ સુખી દિવસોમાં પતિપત્ની વચ્ચેનો સંબંધ ખૂબ જામ્યો. બે હૃદયો એક થયાં. બે શરીર છતાં એક અવાજ નીકળતો; બે બુદ્ધિશાળી વ્યક્તિઓ એકમને વિચાર કરતી થઇ. મેરી પત્ની છતાં મિત્ર થઈ; વૈજ્ઞાનિક છતાં પ્રેમી બની.

ઉનાળો પૂરો થયો હિંદ નામના એક ફાર્મ પર દંપતી ઠરીઠામ થયાં આ શાંત રહેઠાણ મોટી બેન બ્રોન્યાએ શોધી કાઢ્યુ હતું સગાંસંબંધીઓનું મંડળ જામતું. પ્રોફેસર સ્કલોડોવ્સ્કી તેમજ હેલા પણ આમાં ભળતાં પીરે ક્યુરીએ આ બધાં પર પોતાની સુંદર છાપ પાડી; સસરા સાથે વિજ્ઞાનની ખૂબ વાતો ચાલતી; બ્રોન્યાની નાની છોકરીને ખૂબ ગેલ કરાવતાં. એ બધાને ખૂબ આનંદ આપતી. કોઇ વાર વૃદ્ધ ડાક્ટર તથા મિસિસ ક્યુરી પણ આવી જતાં. આ બધું સુંદર રીતે ચાલતું હતું મેડમ ક્યુરીની ના છતાં મોન્સીયર પીરેએ પોલિશ ભાષા શીખવા માંડી.

મેડમ ક્યુરીના સસરા રાજકીય બાબતોની ચર્ચામાં આવેશપૂર્વક ઝંપલાવતા અને તેમના પક્ષના બચાવમાં દલીલ પર દલીલ કર્યા કરતા. રાજકીય પક્ષોની લડતમાં તેમનો આત્મા રાચતો. મેડમ ક્યુરી આ બધું સાંભળ્યા કરતી. મોન્સીયર પીરે એક બાજુ પોતાના કામમાં, મસ્ત રહેતા.

કયુરી દંપતીનું ઘર તદ્દન સાદું હતું. ફરનીચર પણ નહિ જેવું રાખતા. એ બધું સાફસુફ રાખવાનો મેડમ કયુરીને સમય કયાં હતો? અને એ રાખવાની પણ શી જરૂર? તેઓની મુલાકાત આવનારને તેઓ જરાય ઉત્તેજન ન આપતા. એક ટેબલ પર ચોપડીઓના ઢગલા; ટેબલના છેડે એકેક ખુરશી; સાદી દીવાલો. આવનાર માણસ ડઘાઇ જતો.

શ્રી. પીરેને એક જ ધૂન હતીઃ પોતાની પ્રિયતમાને બાજુએ રાખી વૈજ્ઞાનિક સંશોધનમાં મચ્યા રહેવું. મેરીને કામ ખૂબ ગમતું, પણ તેમાં હવે ગૃહ-જીવનની ઉપાધિઓ ઉમેરાઇ હતી, એટલે તેનુ જીવન વધારે કષ્ટવાળું બન્યું હતું.

મોન્સીયર પીરે માસિક ૫૦૦ ફ્રાંક કમાતા. આવકનું માત્ર આ એક સાધન હતું. મેડમ કયુરીને હજી શિક્ષક થવાનો ડિપ્લોમા મળ્યો ન હતો. પણ આટલી આવકમાં વાંધો ન આવતો. મેડમ કયુરી કરકસરથી ઘર ચલાવતી. મેડમ કયુરી સવાર અને બપોર પ્રયોગશાળામાં કામ કરતી. બચત સમયે ઘરનું બધું કામ પોતે કરતી-ઘરમાં નોકર ન હતો. સવારમાં વહેલી ઊઠી મેડમ કયુરી બજારમાં ઉપડે અને સાંજે પ્રયોગ-શાળામાંથી પાછા ફરતાં જોઇતો સામાન લેતી આવે. પ્રયોગ-શાળામાં જતાં પહેલાં સવારમાં શાકભાજી સમારીને તૈયાર રાખે રસોઇની બનાવટમાં અનઘડ મેરી હવે વાનીઓ સુંદર રીતે તૈયાર કરતી લગ્ન પહેલાં જ રસોડાના પાઠ એણે શીખી લીધા હતા.

આઠ કલાક વૈજ્ઞાનિક સંશોધનમાં અને બે ત્રણ કલાક ઘરકામમાં. સાંજે રોજનું ખર્ચ ડાયરીમાં નોંધી લઇને મેડમ

ક્યુરી ટેબલને છેડે ખુરશીમાં પોતાનું સ્થાન લઇ લે અને ફ્લૉશીપની હરીફાઇની પરીક્ષા માટે તયારી કરે. ટેબલને બીજે છેડે મોન્સીયર પીરે પોતાનાં ભાષણો તૈયાર કરવા ગોઠવાઇ જાય. રાતના બે ત્રણ વાગ્યા સુધી દીવો બળતો હોય, કાગળ પેન્સીલના અવાજ સંભળાતા રહે.

પરીક્ષાની તૈયારીમાં મેડમ ક્યુરી હેલાના લગ્નમાં પણ ન જઈ શકી. પરીક્ષાની તારીખ આવી ગઈ. પરિણામ બહાર પડ્યું. મેડમ ક્યુરી પ્રથમ નંબરે પાસ થઈ હતી. આનંદ માટે ને વિશ્રામ માટે તેઓ પર્યટનમાં નીકળી પડયાં.

લગ્નજીવનનું પ્રથમ વર્ષ આમ ચાલ્યું ગયું. બીજે વર્ષે ગર્ભાધાનને લીધે મેડમ ક્યુરીની તબિયત લથડવા લાગી. ૧૮૯૭માં દંપતીને બે વર્ષ પછી પ્રથમ વાર છૂટા પડવું પડ્યું. થોડા વખત મેરી પોતાના પિતા સાથે રહેવા ગઈ હતી. ૧૮૯૭ના સપ્ટેમ્બરની ૧૨ તારીખે મેડમ ક્યુરીને દીકરી અવતરી. તેનું નામ ઈરીન–ભવિષ્યની નોબલ પારિતોષિક મેળવનાર પુત્રી !

## રેડિયમની શોધ

### ૧૩

વિદ્યાર્થીની મેરીને માથે હવે બેવડો ભાર લદાયો હતો. આજે એ એક ગૃહિણી બની હતી, એની ફરજો એને અદા કરવાની હતી માતા પણ બની હતીઃ માતૃત્વ પણ અદા કરવાનું હતુંઃ ને ત્રીજી તરફ એ હજી વિજ્ઞાનની અભ્યાસીની હતી, એમાં પણ પૂરો ભોગ આપવાની આવશ્યકતા હતી.

શ્રીમતી મેરી કયુરી ગૃહિણી તરીકેની પોતાની ફરજો એકનિષ્ઠાથી બજાવતી; ઘરની વ્યવસ્થા સાચવતી, પોતાના બાળકની સંભાળ રાખતી ગ્મોડામાં બધું કામ જાતે કરતી શ્રીમતી કયુરીના જીવનની આ થઇ એક બાજુ તો બીજી બાજુ, એજ સ્ત્રી પારીસની ભૌતિક વિજ્ઞાનની સ્કૂલની એક સાદી પ્રયોગશાળામાં આધુનિક વિજ્ઞાનની અતિ મહત્ત્વની શોધ કરી રહી હતી

૧૮૯૭ની આખરે, શ્રીમતી કયુરીની પ્રવૃત્તિઓનું સરવૈયું જોઈ જઈએ; તો એના કામના મહત્ત્વનો ખ્યાલ આવી જશે. તેણે યુનિવર્સિટીની બેવડી ડિગ્રીઓ મેળવી હતી; ફેલો તરીકે કામ કર્યું હતું; ગજવેલના ચુંબીકરણ પર પોતાની

શોધના પરિણામો એક ગ્રંથિકારૂપે પ્રગટ કર્યાં હતાં, અને સૂવાવડમાંથી મુક્ત થયા બાદ પ્રયોગશાળામાં પાછું કામ શરૂ કરી દીધું હતું.

મેરીની કારકિર્દીના વિકાસમાં હવે ડોકટરની પદવી બાકી હતી. આ પદવી મેળવવા કામ હાથ ધરવું કે નહીં, એ સંબંધી નિર્ણય કરતાં કેટલાંક અઠવાડિયાં ચાલ્યાં ગયાં. મેરીનો સ્વભાવ એવો હતો, વિચાર કરીને જ પગલું ભરે. નિર્ણય થયા પછી હઠવાની વાત નહીં. ડોકટરની પદવીને યોગ્ય સંશોધનનો વિષય પસંદ કરવાનો હતો. પીરે મહાશયની સાથે ચર્ચાઓ ચાલી. પીરે માત્ર પતિ નહોતા; વિજ્ઞાનના ક્ષેત્રમાં તેઓ ખૂબ આગળ વધેલા શોધક હતા, માર્ગદર્શક હતા. મેરી તેમને પોતાના વૈજ્ઞાનિક 'ઉપરી' તરીકે ગણતી.

લાંબી મુસાફરીનો વિચાર કરનાર એક મુસાફરના જેવી મેરીની સ્થિતિ હતી. આખરે ડોકટરની ડિગ્રી માટે તૈયારી કરવાનો નિર્ણય થયો. મેરીએ વિજ્ઞાનના તાજેતરના પ્રાયોગિક અહેવાલો વાંચવા શરૂ કર્યા. તેમાં હેનરી બેકવેરેલ નામના એક ફ્રેંચ વૈજ્ઞાનિકના સંશોધનમાં મેરીનું ચિત્ત ચોંટ્યું. બધુંય ધ્યાનપૂર્વક વારંવાર વાંચ્યું; પછી પીરે મહાશયને પૂછી જોયું

રોન્ટજને ક્ષ–કિરણો શોધી કાઢ્યાં. આવા કિરણો બીજા પદાર્થોમાંથી પણ નીકળે છે કે નહીં, એ તપાસવા બેકવેરેલે વિચાર કર્યો વિરલ ધાતુ યુરેનિયમના ક્ષારો તપાસવાનું તેમણે શરૂ કર્યું. તપાસમાં ધાર્યા કરતાં કંઈ નવીન પરિણામો આવ્યા. તેમને જડી આવ્યું કે, યુરેનિયમના ક્ષારોમાંથી

સ્વત: કોઇ પણ જાતની અન્ય ક્રિયા કર્યા વિના અગમ્ય, કિરણો છૂટે છે. કાળા કાગળથી બરાબર વીંટીને ફોટોગ્રાફની પ્લેટ પાસે યુરેનિયમનો ક્ષાર રાખવાથી અંદરની પ્લેટ પર તેની અસર થાય છે, અને ક્ષ-કિરણોની માફક યુરેનિયમના ક્ષાર ઇલેકટ્રોસ્કોપમાંથી વીજળીનો ચાર્જ લઇ લે છે. ક્યુરી દંપતીને આ શોધપર મોહ થયો. તેમને મનમાં પ્રશ્ન ઊઠયો કે, આ કિરણો માટે જોઇતી શક્તિ ક્યાંથી આવતી હશે? આ કિરણો કઈ જાતનાં હશે? આ પ્રશ્નો સવિસ્તર સંશોધનનો વિષય બની શકે-ડૉકટરની પદવી માટે યોગ્ય. બેકવેરેલનું કાર્ય તાજેતરમાં જ પ્રગટ થયું હતું. એ સિવાય આ વિષય પરત્વે કોઇ બીજી આધારભૂત માહિતી નહિવત્ હતી. સાવ અજાણ્યા ક્ષેત્રમાં મહાન સાહસ સાથે કૂદી પડવા જેવું કાર્ય હતું. પણ નિશ્ચય થઈ ચૂકયો હતો; એ લોખંડી નિશ્ચય હતો.

પણ આ પ્રયોગોનું કામ કયાં કરવું? મુશ્કેલીઓની શરૂઆત થઈ. પીરેએ સ્કૂલના નિયામકને જગ્યા માટે વિનંતિ કરી જોઇ. પરિણામ નિરાશાજનક આવ્યું. સ્કૂલના ભોંયતળિયે એક નાની ઓરડી હતી. તેમાં બધો કચરો રાખવામાં આવતો. સગવડનું નામનિશાન ન હતું: તેમાં ગોઠવેલો સરંજામ ખૂબ પ્રાથમિક પ્રકારનો હતો. વૈજ્ઞાનિક સંશોધન માટે આવશ્યક સાધન તેમજ વીજળીક ફ્રીટીંગનું ઠેકાણું ન હોતું. આવી ઓરડીમાં મેરીએ ધૈર્યપૂર્વક કામ શરૂ કર્યું, અને ધીરે ધીરે પોતાને ઉપયોગી સાધન વસાવ્યાં.

ભેજ અને ઉષ્ણતાના ફેરફાર સારા વૈજ્ઞાનિક સાધનોના

મોટા દુશ્મનો છે. આ નાની ઓરડીના ઉષ્ણુતામાનમાં ફેરફાર ખૂબ થતા. તે મેરીની તબિયતના પણ દુશ્મન બનવા લાગ્યા. પણ શ્રીમતી ક્યુરીએ પાછાં પગલાં ન ભરતાં હિંમતથી પોતાનું સંશોધન ચલાવ્યે રાખ્યું. ડૉકટરની પદવીના આ ઉમેદવારે કેટલાક અઠવાડિયાની મહેનત પછી આશાનાં કિરણ જોયાં. યુરેનિયમમાંથી નીકળતા કિરણોનો અભ્યાસ વિસ્તાર્યો યુરેનિયમમાંથી નીકળતા કિરણોની ઉત્પત્તિપર બહારની પરિસ્થિતિની અસર થતી નથી એમ શોધી કાઢ્યું. યુરેનિયમનો કોઈપણ ક્ષાર આ પ્રમાણે જ વર્તે છે એમ પણ મેરીએ શોધી કાઢ્યું. સામાન્ય માણસને આ શોધ રસ વિનાની લાગે; પણ વિજ્ઞાનીને મન તે અતિ મહત્ત્વપૂર્ણ છે. મેરીને સૂઝી આવ્યું કે આ કિરણો અને યુરેનિયમના અણુ વચ્ચે સંબંધ છે. એટલે તેણે વિચાર ચલાવ્યો કે, બીજાં તત્ત્વો [ elements] પણ આ પ્રમાણે કિરણો છોડે છે! એવાં તત્ત્વોની શોધ થવી જોઇએ.

મેરીએ આ વિષયમાં ધ્યાન પરોવ્યું. અનેક રસાયનિક પદાર્થોપર પોતાના અખતરા શરૂ કર્યા. પરિણામે થોરિયમ નામના તત્ત્વમાં આ ગુણો છે એમ જડી આવ્યું. આવા તત્ત્વોને 'રેડિયો-એલિમેન્ટ' તરીકે મેરીએ ઓળખાવ્યા અને આ ઘટનાને 'રેડિયો-એકટીવીટી'નું નામ આપ્યું.

પછી તો કાર્ય આગળ વધ્યું. મેરીમાં જિજ્ઞાસા ઉત્પન્ન થતી ગઈ. માત્ર સાદા પદાર્થો જ નહીં પણ ખનિજ પદાર્થોમાં પણ આ ગુણ છે કે નહીં, એ તપાસવા મેરીએ સંશોધન હાથ ધર્યું.

૧૮૯૮ના એપ્રિલની ૧૨મી તારીખ. ફ્રાંસની વિજ્ઞાન સભાની બેઠકમાં મેરીએ જાહેર કર્યું કે, પીચ-બ્લેન્ડ નામના ખનિજમાં એક એવું તત્ત્વ છે કે જેમાં રેડિયો-એકટીવીટી ખૂબ રહેલી છે. આ થઈ રેડિયમની શોધની પ્રાથમિક ભૂમિકા.

આ નવું તત્ત્વ શોધી કાઢવું જોઈએ, તો જ ઉપરનું અનુમાન પૂરવાર થાય. પ્રોફેસર પીરે કયુરીએ પણ આ કામમાં સક્રિય ભાગ લેવા માંડયો. એક ને બદલે બે મસ્તિષ્ક અને બેને બદલે ચાર હાથ નવું તત્ત્વ શોધવા મંડી પડયા -અને તે પણ એક નિર્માલ્ય ઓરડીમાં ઊભી કરેલી પ્રયોગશાળામાં! ૧૮૯૮ના જુલાઈમાં એક નવા તત્ત્વનું અસ્તિત્વ તેઓએ જાહેર કર્યું. પોતાના દેશના માનમાં શ્રીમતી કયુરીએ તેનું નામ 'પોલોનિયમ' જાહેર કર્યું.

કુટુંબની જંજાળમાં કયુરી દંપતી સપડાતાં હતાં. નાની 'ઈરીનને દાંત આવ્યા હતા: તે ચાલવા શીખી હતી. છતાં પણ સંશોધન કામ એટલી જ હદે ન અટકયું.

૧૮૯૮ના ડિસેમ્બરમાં 'રેડિયમ'ની મહાન શોધ જાહેર કરવામાં આવી; મૂળ સંશોધન લેખના શબ્દો ટાંકીએ:

'ઉપર દર્શાવેલાં કારણો અમને માનવા પ્રેરે છે કે, નવા રેડિયો-એકટીવ પદાર્થમાં નવું તત્ત્વ છે. અમે તેનું નામ રેડિયમ સૂચવીએ છીએ. આ પદાર્થમાં બેરિયમ નામની ધાતુ પુષ્કળ પ્રમાણમાં છે. છતાં તેમાં રેડિયો-એકટીવીટી ખૂબ છે. એટલે શુદ્ધ રેડિયમમાં આ ગુણ ખૂબ હોવો જોઈએ.'

## રેડિયમ પાછળ ચાર વર્ષ

### ૧૪

રેડિયમની શોધ જાહેર થઈ. સામાન્ય માણસે માની લીધું કે રેડિયમ નામનું નવું તત્ત્વ શોધાયું છે, પણ ભૌતિક વિજ્ઞાનીઓ માથું ખણવા લાગ્યા. સૈકાઓ થયાં ચાલુ સિદ્ધાંતોને આ શોધે ઉથલાવી નાખ્યા. દ્રવ્યરચના સંબંધી પ્રચલિત વિચારો આ શોધને લીધે ડગમગવા લાગ્યા. છતાં, ભૌતિક વિજ્ઞાનીને આ શોધમાં ખૂબ રસ પડવા લાગ્યો: તેની ખીલવણીના ભવિષ્યમાં તે દૃષ્ટિ કરવા લાગ્યો, પણ હજી શ્રદ્ધા બેઠી નહોતી!

રાસાયનિકનુ વલણ કાંઈ વિચિત્ર હતું! વસ્તુ જુવે તો જ તે માને કે, વાત બરાબર છે! તત્ત્વનું અણુવજન નીકળે તો જ શોધ બરાબર ગણાય કોઈએ હજીસુધી <u>રેડિયમ</u> જોયું નહોતું; તેનું <u>અણુવજન કાઢયું ન હતું!</u> પોતાના સિદ્ધાંતોને વફાદાર રાસાયનિકે કહી દીધું; 'અમને રેડિયમ બતાવો તો તમારા કામમાં માનીએ'

અશ્રદ્ધાળુને શ્રદ્ધાવંત બનાવવા ક્યુરી દંપતીએ કામ હાથ ધર્યું: <u>ચાર વર્ષ</u> એણે ઢોરની કોઢ જેવી ઓરડીમાં મજૂરી કરી.

અત્યાર સુધી તો માત્ર જૂજ અંશમાં નવાં તત્ત્વો ક્યુરી દંપતીએ બનાવ્યાં હતાં. હવે પ્રશ્ન આગળ આવ્યો: મોટા પ્રમાણમાં ખનિજ કેવી રીતે મેળવવું? મોટા પાયાપર બધી ક્રિયાઓ કરવા કયાં જવું? અને સૌથી મોટો પ્રશ્ન-એ બધાં માટે નાણાં કયાંથી કાઢવા?

પોલોનિયમ અને રેડિયમ જેમાં આવેલા છે તે પીચ-બ્લેન્ડ ખનિજ સસ્તું નહતું. કાચની બનાવટ માટે ઉપયોગી યુરેનિયમ ક્ષારો તેમાંથી બનાવાતા. બોહેમિયામાં આવેલી ખાણોમાંથી એને ફ્રાંસમાં લાવવું-ક્યુરી દંપતીની આવક આ ખમી શકે નહીં. પણ આનો ઉકેલ બુદ્ધિએ શોધી આપ્યો. યુરેનિયમ કાઢી લીધા પછી જે ભાગ રહે તેમાં ઉપરનાં તત્ત્વો આવેલાં છે, તો એ ભાગ જ મગાવવો. અને એ ભાગ ખાણવાળાને નકામો હતો, એટલે સસ્તો પણ આવશે. એક ઓસ્ટ્રિયન વૈજ્ઞાનિક મિત્રને વિનંતિ કરી આ કામ પાર પાડયું. પણ ત્યાંથી તેને પેરીસ લાવવાનો ખર્ચ! મહામહેનતે કરકસર કરીને ક્યુરી દંપતીએ એટલા પૈસા બચાવ્યા. તેઓએ ફ્રેંચ સરકાર કે પેરીસ યુનિવર્સિટીને અરજી કરી હોત તો મહિનાઓ સુધી રાહ જોવી પડત, અને વધારામાં કદાચ નિષ્ફળતા પણ મળત. લેવોઇસીયરને ફાંસી આપનાર પ્રજાસત્તાકને ' વિજ્ઞાનીઓની જરૂર નહોતી. '

૧૯૦૨માં—રેડિયમના અસ્તિત્વની પ્રથમ જાહેરાતના ૪૫ મહિના પછી મેરી શુદ્ધ રેડિયમનો એકદશાંશ ગ્રામ બનાવી શકી, અને તેનું અણુવજન ૨૨૫ છે એમ નક્કી કર્યું. એક સ્ત્રીના અલૌકિક હઠાગ્રહ આગળ અશ્રદ્ધાળુ વિજ્ઞા-

નીઓને માથું નમાવવું પડ્યું. રેડિયમ સત્તાવાર અસ્તિ-ત્વમાં આવ્યું.

*

એક દિવસ રાત્રે નવ વાગ્યે ક્યુરી દંપતી પોતાના મકાનમાં હતાં. પીરેના પિતા વૃદ્ધ દાક્તર ક્યુરી પણ થોડા વખતથી સાથે રહેતા હતા. મેરી નાની ઈરીનને સુવાડવાના કામમા પડી હતી. એમાં જરા વાર લાગી. પીરે ઉત્સુક થઇ ગયા. તેમનો સ્વભાવ બીજા અનેક પતિઓના જેવો જ ઈર્ષ્યાળુ હતો. મેરી તેમની પાસે ન હોય તો તેમને ગમે નહીં!

'એ બાળક સિવાય તું બીજા કોઈનો વિચાર કરતી નથી.' પીરે મહાશયે જરા ઠપકાપૂર્વક સંભળાવી દીધું.

પીરે મહાશય પોતાના ઓરડામા આમતેમ આંટા મારતા હતા મેરી નાની ઇરીનનું ઝભલુ સીવવામાં પડી હતી. બાળક માટે તૈયાર કપડાં ન ખરીદવાં એવો મેરીનો સિદ્ધાંત હતો બીજું કાંઈ કામ સૂઝતું ન હતું. એકદમ તેણે પીરે મહાશયને કહ્યું: 'ચાલો, આપણે ત્યાં જઇએ' એ નિર્માલ્ય પ્રયોગશાળા તેમને બોલાવી રહી હતી.

આખા દિવસના કામ પછી દંપતી આરામ લે એ વધારે સ્વાભાવિક હતું, પણ ક્યુરી દંપતી હમેશાં અસ્વાભા-વિક રહ્યાં હતાં!

પીરે એ પ્રયોગશાળાનું તાળું ઉઘાડ્યું: બારણું ઉઘાડવાનો કચુડાટ થયો.

'બત્તી ન કરશો!' મેરી અંધારામાં બોલી ઊઠી. તમને મેં કહ્યું હતું કે રેડિયમને સુંદર રંગ હશે! યાદ છે?'

એક સાદી ઈચ્છા કરતાં વાસ્તવિકતા વધારે આકર્ષક બને છે. રેડિયમના 'સુંદર રંગ' ઉપરાંત કાંઈક વિશેષ હતું! એ ગંભીર વાતાવરણમાં રેડિયમના ચળકાટમાં કાચનાં સાધનો વાદળી રંગમાં પ્રકાશતાં હતાં.

'જુઓ, જુઓ!' મેરી બબડી ઊઠી. આગળ વધી ખુરશી ખેંચી: અંધારામાં મૌન ધારીને બેઠી. રેડિયમના ઝાંખા પ્રકાશની તરફ બન્ને ચહેરા જોઇ રહ્યા. પોતાના બાળકને સૂવાડતી વખતે માતા તેના ચહેરા તરફ જોયા કરે તેમ મેરી રેડિયમ તરફ જોઈ રહી હતી.

ધીરે મહાશયે પોતાનો હાથ પ્રિય પત્નીના સોનેરી વાળને જરા અડકાડયો. એમાં અપૂર્વ વાત્સલ્ય હતું. આ પ્રસંગ મેરીના જીવનમાં યાદગાર રહી ગયો.

નીઓને માથું નમાવવું પડ્યું. રેડિયમ સત્તાવાર અસ્તિત્વમાં આવ્યું.

*

એક દિવસ રાત્રે નવ વાગ્યે ક્યુરી દંપતી પોતાના મકાનમાં હતાં. પીરેના પિતા વૃદ્ધ દાક્તર ક્યુરી પણ થોડા વખતથી સાથે રહેતા હતા. મેરી નાની ઈરીનને સુવાડવાના કામમાં પડી હતી. એમાં જરા વાર લાગી. પીરે ઉત્સુક થઈ ગયા. તેમનો સ્વભાવ બીજા અનેક પતિઓના જેવો જ ઈર્ષાળુ હતો. મેરી તેમની પાસે ન હોય તો તેમને ગમે નહીં!

'એ બાળક સિવાય તું બીજા કોઈનો વિચાર કરતી નથી.' પીરે મહાશયે જરા ઠપકાપૂર્વક સંભળાવી દીધું.

પીરે મહાશય પોતાના ઓરડામાં આમતેમ આંટા મારતા હતા. મેરી નાની ઇરીનનું ઝભલું સીવવામાં પડી હતી. બાળક માટે તૈયાર કપડાં ન ખરીદવાં એવો મેરીનો સિદ્ધાંત હતો. બીજું કાંઈ કામ સૂઝતું ન હતું. એકદમ તેણે પીરે મહાશયને કહ્યું: 'ચાલો, આપણે ત્યાં જઈએ.' એ નિર્માલ્ય પ્રયોગશાળા તેમને બોલાવી રહી હતી.

આખા દિવસના કામ પછી દંપતી આરામ લે એ વધારે સ્વાભાવિક હતું, પણ ક્યુરી દંપતી હમેશાં અસ્વાભાવિક રહ્યાં હતાં!

પીરે એ પ્રયોગશાળાનું તાળું ઉઘાડ્યું: બારણું ઉઘાડવાનો કચુડાટ થયો.

'બત્તી ન કરશો!' મેરી અંધારામાં બોલી ઊઠી. તમને મેં કહ્યું હતું કે રેડિયમને સુંદર રંગ હશે! યાદ છે?'

હોય–કામ કરવા માટે એ તલપાપડ રહેતા. શિક્ષણના કાર્યમાં ખૂબ વખત જતો. પણ પૈસાની જરૂર હતી. શું કરવું?

તોડ તદ્દન સાદો હતો–સાવ સાદો. જો પીરેને સોરબોનમાં પ્રોફેસર તરીકે નીમવામાં આવે તો તેમનો પગાર વાર્ષિક દશ હજાર ફ્રાંક થાય. તેઓ સ્કૂલમાં થોડા કલાક કામ કરે; તેમના વૈજ્ઞાનિક સંશોધનનો લાભ વિદ્યાર્થીઓને મળે અને યુનિવર્સિટીની પ્રતિષ્ઠા વધે. એમાં શંકા નહોતી કે તેઓ પ્રોફેસરની જગ્યા માટે યોગ્ય લાયકાતવાળા હતા. પણ મહત્વકાક્ષાભર્યાં સ્વપ્નાં!

૧૯૦૪ ની સાલ સુધી પ્રોફેસરની જગ્યા પીરેને ન મળી–આખી દુનિયાએ તેમના કાર્યની કિંમત આંકી છતાં, તેમને પ્રયોગશાળાની સગવડ કદી ન આપવામાં આવી. સરકારી નોકરો કરતાં યમદેવ સાચા માણસોને જલદી પોતાના કરી લે છે. પીરે મહાશયની ખામી એ હતી કે જગ્યા માટે લાગવગથી, ખુશામતથી પોતાની તરફેણમાં કેમ ખાધું એ ચવું એ તેમને આવડતું નહોતું પોતાના કામ અને સંશોધનનો સ્વાર્થ માટે કેવી રીતે ઉપયોગ કરવો એ તેમને ખબર નહોતી. અંદરખાનેથી ચાવી કેમ ચલાવવી એ વિષે તેમને જ્ઞાન નહોતું.

૧૮૯૮માં જગ્યા ખાલી પડી. પીરે મહાશયે તે માટે મિત્રોના આગ્રહને માન આપી અરજી કરવા નિર્ણય કર્યો. ન્યાયની રીતે તેમને એ જગ્યા મળવી જ જોઈતી હતી. પણ કેટલાકે વાંધો ઉઠાવ્યો કે, તેમનું કામ જગ્યા માટે ઉપયોગી

## કસોટીનું જીવન

### ૧૫

માત્ર સંશોધનના કાર્યમાં ક્યુરી દંપતી પોતાની શક્તિ ખર્ચી શકે તો તેમનું જીવન સુખમય બની જાત. દુર્ભાગ્યે, જીવનની બીજી વિષમ સ્થિતિઓમાંથી તેમને પસાર થવાનું હતું. આમાં કાંઈ હંમેશાં ફત્તેહ નથી મળતી.

પીરેનો પગાર પાંચસો ફ્રાંક હતો: પ્રોફેસર તરીકે ભાષણો ઉપરાંત વિદ્યાર્થીઓના પ્રયોગોમાં પણ ધ્યાન રાખવું પડતું. આ કામ માટે પોતે ખૂબ મહેનત લેતા. વધારામાં પોતાનું સંશોધન કાર્ય તો જુદું. છોકરાંછયાં નહોતાં ત્યાંસુધી તો મેરી ઘરનું બધું કામ જાતે કરી લેતી અને પાંચસો ફ્રાંકમાં ચાલતું. ઈરીનના જન્મ પછી નોકર અને આયાનું ખર્ચ વધ્યું. આવકના નવાં સાધનો તેઓ વિચારવા લાગ્યાં.

વર્ષે દહાડે બે ત્રણ હજાર ફ્રાંક વધારે મેળવવા આવાં માણસોને ઝાંવાં નાખવા પડે એ ખૂબ દુઃખની દશા છે. પીરે મહાશય સંશોધનને અગત્યનું ગણી તેને પ્રથમ સ્થાન આપતા. ખાવા કે ઊંઘવા કરતાં પણ પ્રયોગશાળામાં—પછી ભલેને ગમાણ જેવી

હોય—કામ કરવા માટે એ તલપાપડ રહેતા. શિક્ષણના કાર્યમાં ખૂબ વખત જતો. પણ પૈસાની જરૂર હતી. શું કરવું?

તોડ તદ્દન સાદો હતો—સાવ સાદો. જો પીરેને સોરબોનમાં પ્રોફેસર તરીકે નીમવામાં આવે તો તેમનો પગાર વાર્ષિક દશ હજાર ફ્રાંક થાય. તેઓ સ્કૂલમાં થોડા કલાક કામ કરે; તેમના વૈજ્ઞાનિક સંશોધનનો લાભ વિદ્યાર્થીઓને મળે અને યુનિવર્સિટીની પ્રતિષ્ઠા વધે. એમાં શંકા નહોતી કે તેઓ પ્રોફેસરની જગ્યા માટે યોગ્ય લાયકાતવાળા હતા. પણ મહત્વકાક્ષાભર્યાં સ્વપ્નાં!

૧૯૦૪ની સાલ સુધી પ્રોફેસરની જગ્યા પીરેને ન મળી—આખી દૂનિયાએ તેમના કાર્યની કિંમત આંકી છતાં, તેમને પ્રયોગશાળાની સગવડ કદી ન આપવામાં આવી. સરકારી નોકરી કરતાં યમદેવ સાચા માણસોને જલદી પોતાના કરી લે છે પીરે મહાશયની ખામી એ હતી કે જગ્યા માટે લાગવગથી, ખુશામતથી પોતાની તરફેણમાં કેમ બધું ખેંચવું એ તેમને આવડતું નહોતું. પોતાના કામ અને સંશોધનનો સ્વાર્થ માટે કેવી રીતે ઉપયોગ કરવો એ તેમને ખબર નહોતી. અંદરખાનેથી ચાવી કેમ ચલાવવી એ વિષે તેમને જ્ઞાન નહોતું.

૧૮૯૮માં જગ્યા ખાલી પડી. પીરે મહાશયે તે માટે મિત્રોના આગ્રહને માન આપી અરજી કરવા નિર્ણય કર્યો. ન્યાયની રીતે તેમને એ જગ્યા મળવી જ જોઈતી હતી. પણ કેટલાકે વાંધો ઉઠાવ્યો કે, તેમનું કામ જગ્યા માટે ઉપયોગી

નથી! ઉમેદવારી નામંજૂર કરવામાં આવી. પણ પીરે મહાશયે જરાય ફરિયાદ ન કરી. પાંચસો ફ્રાંકમાં....ગમે તેમ ચલાવવું જ જોઇએ, એમણે નિશ્ચય કરી લીધો.

વણધારેલી માગણી આવી–ફ્રાંસમાંથી નહી. રેડિયમની શોધના ખબર વૈજ્ઞાનિક જગતમાં પ્રસરવા લાગ્યા હતા. જીનીવાની યુનિવર્સિટીએ દંપતીને પોતાને ત્યાં આવવાનું આમંત્રણ મોકલ્યુ. દશ હજાર ફ્રાંકનો પગાર, ઘરભાડું, પ્રયોગશાળાના નિયામકની સત્તા; અને બે મદદનીશો. મેરીને પણ એજ પ્રયોગશાળામાં જગ્યા આપવામાં આવી. માન અને પ્રેમપૂર્વક આવેલી આ નિમણૂક પીરે મહાશયે સ્વીકારી લીધી. ક્યુરી દંપતી સ્વીટ્ઝરલેન્ડ ગયાં: સુંદર સત્કાર મળ્યો. પણ વળી હૃદયમંથન જાગ્યું: 'સંશોધન પ્રથમ કે પૈસો પ્રથમ! પોતાનું કાર્ય પહેલું કે જીવન સુખે જીવવાની સગવડ પહેલી? ખૂબ વિચારણા બાદ નિર્ણય કર્યો.

પીરે મહાશયે દિલગીરીપૂર્વક રાજીનામું આપી દીધું. પેરીસ પાછા આવ્યા; નવી નિમણૂક સ્વીકારી. મેરીને પણ એક નિશાળમાં જગ્યા મળી. લાંબા વખત સુધી પૈસાની મુશ્કેલી ન નડી. પણ સંશોધનનું કામ ખૂબ વધી પડ્યું હતું; પીરેનું ખરું સ્થાન સોરબોનમાં હતું, પણ ગૌણ કામ તેમને આપવામાં આવતું!

ઇષ્ટસિદ્ધિ માટે લડતાં લડતાં ને તંગીભર્યું જીવન ગુજારતાં પરિણામ એ આવ્યું કે ક્યુરી દંપતીની તબિયત લથડવા લાગી.

બીજી જગ્યા ખાલી પડી. વળી બીજાને મળી. પીરેના

મિત્રોએ તેમને સાયન્સ એકેડેમીના સભ્ય થવા ઉમેદવારી કરવાનો આગ્રહ કર્યો. ખૂબ આનાકાની પછી પીરેએ હા પાડી. મિત્રોએ ખૂબ મદદ કરી, પણ એકેડમીએ તેના હરીફને ચૂંટયો!

પણ મિત્રો તેમના પ્રયત્નોમાં મક્કમ હતા. બીજી રીતે પીરેને આગળ લાવવા મથવા મંડયા. 'લીજિયન ઑફ ઑનર' માટે નામ મોકલવા ખૂબ મહેનત થઈ; પણ પીરે એમાં સંમત ન થયા.

સાધનસંપન્ન પ્રયોગશાળાના અભાવે ક્યુરી દંપતીએ એ જ ગમાણ જેવી ઓરડીની પાસેના એકઢાળિયામાં પોતાનું કામ ચાલુ રાખ્યું. કામનો બોજો અસહ્ય થવા માંડયો. પીરેની તબિયત સારી ન રહેતી. મેરીનું વજન ઘટવા લાગ્યું. મિત્રોએ ચેતવણી આપી, પણ દંપતીએ એક જવાબ તૈયાર રાખ્યો હતો: 'અમે આરામ લઈએ છીએ: ઉનાળામાં રજાઓ ભોગવીએ છીએ.'

૧૮૯૯માં ક્યુરી દંપતી પોલાંડ જઈ આવ્યાં. ખૂબ આનંદ માણ્યો. સગાંવહાલાંનો મેળાપ થયો. પરદેશી પીરેને પોલેંડના દૃશ્યો ખૂબ ગમ્યાં. 'આ દેશ સુંદર છે. તને ખૂબ ગમે છે, તેનું કારણ હું સમજું છું.' પીરેએ આખા કુટુંબની વચ્ચે પોતાની પત્નીને ઉદ્દેશીને કહ્યું પોલિશ ભાષામાં ઉચ્ચારેલા એ શબ્દોએ સૌને ચકિત કર્યાં. મેરી ગર્વપૂર્વક હસી પડી.

૧૯૦૨માં મેરીના પિતા પ્રોફેસર સ્કલોડોવ્સ્કીએ આ દુનિયા છોડી. મેરીને ખૂબ લાગી આવ્યું. પિતા પ્રત્યે તેને

ખૂબ' મમતા 'હતી. સ્કલોડોવ્સ્કી મહાશય પણ પુત્રીના સંશોધન કાર્યમાં બહુ રસ લેતા. બે વર્ષ વધારે જીવ્યા હોત તો પુત્રીને નોબેલ પારિતોષિક મળ્યાના સમાચાર જાણી તેમના જીવને ખૂબ આનંદ થાત.

ત્રણેક મહિના પછી મેરી ફરી પોલેંડ ઊપડી. પ્રોફેસર સ્કલોડોવ્સ્કીનાં પુત્ર-પુત્રીઓ એકઠા થયા હતાં કુટુંબ-મેળો કર્યો હતો.

દુઃખના દિવસો ચાલ્યા આવતા હતા મેરીને કસુવાવડ થઈ ગઈ બ્રોનિયાનો દીકરો મેનીન્જાઈટીસનો ભોગ થઇ પડયો. અધૂરામાં પૂરું, પીરેની તબિયત બગડી જિંદગીમાં એકજ વાર પીરે મહાશયે ફરિયાદ કરીઃ "આપણે પસંદ કરેલું જીવન ખૂબ કષ્ટપ્રદ છે."

# માનવજાતને ચરણે

## ૧૬

પોતાના ભક્તો ગરીબ હોય કે પૈસાદાર, સુખી હોય કે દુ:ખી, સાજા હોય કે માંદા હોય એની વિજ્ઞાનને શી પડી છે? એ બધા તો ગૂઢ રહસ્યો શોધવા અને તેની પાછળ શ્રમ કરવા સર્જાયેલા છે તેઓની શક્તિ ચાલશે ત્યાં સુધી સંશોધનનું કામ કર્યા કરશે. શક્તિ ખુટશે એટલે હેઠા બેસશે પોતાના કાર્યની વિરુદ્ધ જવાનું વૈજ્ઞાનિકની શક્તિ બહાર છે કંટાળામાં પણ સાચો વૈજ્ઞાનિક પોતાની પ્રયોગશાળા અને તેમાં આવેલાં સાધનો તરફ જોવાનો.

ક્યુરી દંપતીના દુ:ખી દિવસોમા પણ તેઓએ સફળતાપૂર્વક કરેલા સંશોધન તરફ નજર કરીએ તો આશ્ચર્ય થયા વિના રહેતું નથી. રેડિયો–એકટીવીટીને જન્મ આપ્યો: બાળકને વિકસાવ્યુ. એના વિકાસમાં દંપતીએ પોતાની જાતને ખપાવી દીધી ૧૮૯૯–૧૯૦૪ સુધીમાં આ વિષયના બત્રીસ સંશોધન લેખો તેમણે પ્રકટ કર્યા.

ફ્રાંસમાં જન્મેલી રેડિયો–એકટીવીટી પરદેશોમાં વિજયપૂર્વક પ્રસરવા લાગી. દુનિયાના મહાન વૈજ્ઞાનિકોના પ્રયોગે.

ઢગલો થવા માંડયો. ક્યુરી દંપતીનો પત્રવ્યવહાર સતત વધવા લાગ્યો.

૧૯૦૩માં સર વિલિયમ રામ્સે અને સોડી નામના બે અંગ્રેજ રાસાયનિકોએ બતાવી આપ્યું કે રેડિયમમાંથી હેલિયમ નામનો વાયુ થોડા પ્રમાણમા છૂટે છે. અણુની રચનાના ફેરફારનો પહેલો દાખલો. કીમિયાગીરોનું સ્વપ્ન સિદ્ધ થયું ! અંધારામાં રેડિયમ પ્રકાશે છે, કાચને રંગીન દેખાડે છે, ફોટોગ્રાફની પ્લેટને બાંધી રાખી હોય છતાં અસર કરે છે: વાતાવરણને વીજળીવાહક કરે છે એ આપણે જોઇ ગયા, પણ આટલેથી જ રેડિયમના ચમત્કાર અટકતા નથી. પાસેની વસ્તુને પ્રકાશિત કરે છે એટલું જ નહિ પણ પાસેની વસ્તુને પોતાનો ગુણ પણ આપે છે—પ્રયોગશાળામાં બધી વસ્તુઓ રેડિયો—એકટીવ બની જાય છે. દ્રવ્ય-રચનાના જૂના વિચારો ડગમગવા લાગ્યા માનવજાતના સુખ માટે પણ રેડિયમ કંઇ કરી શકે છે એ મોટો ચમત્કાર હતો. ભયંકર દર્દ ચાંદા—કેન્સર મટાડવામાં તે ઉપયોગી થાય છે, એમ શોધાયું.

પીરે મહાશયે પોતાનો હાથ રેડિયમની અસર જોવા માટે તેના કિરણો પર રાખ્યો ચામડી રાતી થઈ અને બળી ગઇ હોય એવો દેખાવ થયો. જરાય દુઃખ ન થયું. કેટલાય વખત પછી રતાશ વધવા લાગી. વીસમે દિવસે પાછી નવી ચામડી આવવા લાગી. અને છેવટે થોડા ભાગમાં ઊંડી અસર થઈ હોય તેવો જખમ થઇ રહ્યો. મેરીને પણ આવા જ જખમ હાથ પર થયા હતા પ્રોફેસર બેકવેરલે રેડિયમની એક ટયુબ (નાની શીશી) ખીસ્સામાં રાખી હતી. એટલા ભાગમાં તે પણ દાઝયા.

'હું આ રેડિયમને ચાહું છું, પણ તેની સામે મારી ફરિયાદ છે' એમ તેઓ ક્યુરી દંપતીને તેમના આ 'ભયંકર બાળક' માટે કહેતા.

રેડિયમની શોધ માનવજાતને ઉપયોગી નીવડી હતી–ખૂબ ઉપયોગી. હવે મોટા પાયા પર એ તત્ત્વ બનાવવા પ્રયત્નો થવા લાગ્યા. ૧૯૦૨માં ફ્રાન્સની વિજ્ઞાન એકેડમીએ ક્યુરી દંપતીને ૨૦૦૦૦ ફ્રાંક આપ્યા. ઉદ્યોગપતિઓ એની બનાવટ માટે કારખાનાં કાઢવા વિચાર કરવા લાગ્યા. રેડિયમના વ્યવહારુ ઉપયોગ ખૂબ હતા. જોતજોતામાં એ એક વેપારની ચીજ બની ગઈ.

એક દિવસ એવો આવીને ઊભો રહ્યો કે, જે દ્રવ્યના અભાવે પોતાને ખૂબ ખૂબ સહન કરવું પડ્યું હતું, તે દ્રવ્ય બારણે આવીને ખડું થયું: પણ ગૌરવશીલ ગરીબાઈમાં માનનાર આ દંપતીએ એને માટે દ્વાર ન ખોલ્યાં.

બેલ્જિયમ અને અમેરિકામાં પીચ–બ્લેન્ડ ખનીજમાંથી આ તત્ત્વ કાઢવા કારખાના ઊભાં થયાં, પણ જ્યાં સુધી ઇજનેરો બધી ક્રિયાનું રહસ્ય ન જાણે ત્યાં સુધી કામ ક્યાંથી આગળ ચાલે? આ બધી ક્રિયાઓ અને રીતો માત્ર મેરીએ શોધી હતી અને તે એકલી જ જાણતી હતી.

એક દિવસ અમેરિકાથી કાગળ આવ્યો. ધ્યાનપૂર્વક વાંચી પીરે મહાશયે ખિસ્સામાં મૂક્યો. એક રવિવારે સવારે પીરેએ પોતાની પત્ની સાથે ફરતાં ફરતાં વિચારપૂર્વક વાત ઉપાડી.

'આપણા રેડિયમ માટે થોડી વાત છે. તેનો ઉદ્યોગ

ખૂબ વધશે, એમાં શંકા નથી. થોડા વર્ષમાં આખી દુનિયાને રેડિયમની જરૂર પડશે. હમણાં અમેરિકાથી કાગળ આવ્યો છે. તેઓને રેડિયમ કાઢવા માટે માહિતી જોઈએ છે.'

'બરાબર, પછી?' મેરીને કાંઇ રસ નહોતો.

'પછી આપણે પસંદ કરવાનું છે. કોઇ પણ જાતના સંકોચ વિના બધાં પરિણામો આપણે બહાર પાડવાં. શુદ્ધ કરવાની રીત........'

મેરીએ હાનું ડોકું ધુણાવ્યું અને ધીમેથી કહ્યું: 'હા બરાબર.'

'અથવા તો....' પીરેએ આગળ ચલાવ્યું:

'આપણે રેડિયમના શોધક તરીકે તેના માલિક બનવું. આમ તો આપણે પેટન્ટ કઢાવીએ, જેથી આપણા હક્કોનું રક્ષણ થાય.

મેરીએ ક્ષણભર વિચાર કર્યો અને કહ્યું: 'એ નહીં બને. સંશોધનની ભાવનાની વિરુદ્ધ થાય.'

પીરેનો ચહેરો આનંદિત થયો, પણ તેમણે આગળ ચલાવ્યું:

'હું પણ એમ ધારું છું........પણ આ નિર્ણય હલકા મને ન થવો જોઇએ. આપણું જીવન કષ્ટમય તો છે, અને કષ્ટો હજી વધવાનાં. દીકરી છે અને બીજાં બાળકો પણ થાય. પેટન્ટ લેવાથી ખૂબ પૈસા આવશે. આ બધું ગદ્ધાવૈતરું બંધ થશે અને સગવડનો અભાવ મટી જશે.' અને હસીને ઉમેર્યું: 'એક સારી પ્રયોગશાળા પણ આપણે ઊભી કરશું.' મેરી

તાકી રહી. બધું વિચારીને બરાબર તોળી જોયું અને પેટન્ટની એકદમ ના પાડી, જવાબ આપ્યો:

'ભૌતિક વિજ્ઞાનીઓ પોતાના સંશોધનના પરિણામો પૂરેપૂરાં પ્રગટ કરે છે. જો રેડિયમની શોધ ઉદ્યોગમાં ઉપયોગી હોય તો એ અકસ્માત છે. આપણે તેનો ફાયદો ઉઠાવવો ન જોઈએ. મને એમાંથી ફાયદો ઉઠાવવો અઘટિત લાગે છે.' પોતાના પતિને સંતોષવા તેણે કોઈ પ્રયત્ન ન કર્યો.

પીરેએ પત્નીના વાક્યનો શાંતિપૂર્વક પડઘો પાડયો; 'પેટન્ટ વૈજ્ઞાનિક સંશોધનની ભાવના વિરુદ્ધ થાય. આજે રાત્રે અમેરિકા જવાબ લખી નાખીશ અને માગેલી માહિતી મોકલીશ.' પીરેએ સંતોષપૂર્વક પૂર્ણાહુતિ કરી.

ગરીબાઈ અને પૈસા—એમાંથી હંમેશને માટે દંપતીએ પોતાની પસંદગી કરી લીધી.

પણ સૂર્ય છાબડે ઢંકાતો નથી. એ તો આખરે ચમકી ઊઠયો. દેશદેશમાં તેમનાં માન થવા લાગ્યાં.

સ્વીટ્ઝરલેન્ડે ક્યુરીદંપતીની સૌ પ્રથમ કદર કરી; તેમને યોગ્ય જગ્યા જીનીવા યુનિવર્સિટીમાં આપી. સૌથી પહેલું માન ઇંગ્લેન્ડે આપ્યુ. ૧૯૦૩ના જૂનમાં રોયલ ઈન્સ્ટીટયુશને રેડિયમ પર ભાષણ આપવા ક્યુરી દંપતીને આમંત્રણ મોકલ્યું. લોર્ડ કેલ્વીને તેમનુ સ્વાગત કર્યું; તેમની શોધમાં ખૂબ રસ લીધો—જાણે કે પોતાની શોધો હોય. ઈગ્લાંડની પ્રયોગશાળાઓ બતાવી. ફ્રેંચ ભાષામાં પીરેએ ભાષણ કર્યું અને રેડિયમના પ્રયોગો કરી-બતાવ્યા. બીજે દિવસે આખું લંડન ક્યુરી દંપતીને જોવા ઉમટયું.

પ્રોફેસર અને મેડમ ક્યુરીને ખાણાનાં અનેક આમંત્રણો મળ્યાં. ૧૯૦૩ના નવેમ્બરમાં ઈંગ્લાંડની રોયલ સોસાયટીએ 'ડેવી મેડલ' તેમને એનાયત કર્યો.

૧૯૦૩ના ડિસેમ્બરમાં સ્વીડનની એકેડમીએ જાહેર કર્યું કે, "ભૌતિકશાસ્ત્રમાં આ વર્ષનુ નોબેલ પારિતોષિક હેનરી બેકવેરેલ અને ક્યુરી દંપતી વચ્ચે વહેંચવામાં આવ્યું છે; રેડિયો–એક્ટીવીટીના ક્ષેત્રમાં તેમની શ્રેષ્ઠ શોધો માટે."

વળી એક ઈનામ આવ્યું ઓસિરીસ ઈનામના ૫૦ હજાર ફ્રાંક આવ્યા. તેમાંથી થોડા બચત અર્થે રોકયા. બાકીનામાંથી પીરેના ભાઈને અને મેરીની બહેનોને ભેટો મોકલી; વૈજ્ઞાનિક મંડળોનાં લવાજમો મોકલ્યાં. લેબોરેટરી મદદનીશોને, મેરીની ગરીબ સખીઓને ભેટો મોકલી. અને છેલ્લામાં છેલ્લો થોડો પોતાની સગવડનો પણ વિચાર કર્યો. પોતાના મકાનમાં એક સરસ બાથ–રૂમ બનાવરાવી; મકાન સાફસૂફ કરાવ્યું. પણ પોતાને કાજે એક નવી હેટ–ટોપી ખરીદવાનું મેરીને ન સૂઝયું ! પીરેને નોકરી છોડાવી; પરંતુ પોતાનું શિક્ષક તરીકેનું કામ તો ચાલુ જ રાખ્યું.

કીર્તિ એક અજબ અરીસો છે. કેટલીક વાર સાચું દર્શન કરાવે છે, તો કેટલીક વાર અજબ વિકૃતિ પેદા કરે છે. છાપાંઓમાં જાહેર થયું કે ક્યુરી દંપતીનો રેડિયમનો જથ્થાનો થોડો ભાગ અકસ્માતથી ખોવાઈ ગયો છે, ત્યારે એવાં ચિત્રો પ્રગટ થયાં કે તેઓ પોતાના જમાણ જેવા એકઢાળિયામાં પૂરાઈ ગયાં છે, કોઈને દાખલ થવા દેતાં નથી અને ચાકુ લઈને

ખૂણેખૂણા સાફ કરે છે અને ખોવાયેલા તત્ત્વને શોધવા પ્રયત્ન કરે છે!

કીર્તિના પ્રકાશમાં ક્યુરી દંપતી એટલાં બધાં અકળાઈ ગયાં કે તેઓ શાંતિ માટે નાસી છૂટવા ગામડામાં ચાલ્યાં ગયાં. સાયકલ પર સામાન્ય વેશમાં નીકળેલાં બે જણને કોણ માને કે એ વિજ્ઞાનની વિભૂતિઓ હશે ? અને જાણકારને પણ તેમને ઓળખવામાં મુશ્કેલી ઊભી થતી. પણ એક બાહોશ અમેરિકન પત્રકાર પાછળ પડયો. એક મચ્છીમારના ઝૂંપડાં આગળ તેમને પકડી પાડયાં. તેના પત્રના અધિપતિએ ક્યુરી દંપતીની મુલાકાત માટે તેને મોકલ્યો હતો, પણ પત્રકાર મૂંઝવણમાં પડયો: 'શું આ સ્ત્રી જગપ્રસિદ્ધ વજ્ઞાનિક! કોઈ ભૂલ નથી ને! ઉઘાડા પગે, બારણાના પગથિયાંમાં રેતી ઉછાળતી આ સ્ત્રી તે વળી મેડમ ક્યુરી હોય ?

સ્ત્રીએ મોં ઊંચું કર્યું અને પત્રકારે જોયેલા ફોટા સાથે એનું સામ્ય નિહાળ્યું. તે પાસે આવ્યો અને આસન જમાવ્યું. મેરીએ પણ ધાર્યું કે હવે છૂટવાનો ઉપાય નથી; એટલે ટૂંકાં વાકયો વડે જવાબ આપવા માંડયા. થોડા સવાલ થયા પછી પત્રકારે મેરીને તેમના કાર્યની રીત, સંશોધન માટે મનોવૃત્તિ વગેરે પર પૂછવા માંડયું. એક જ વાકયમાં મેરીએ પતાવી દીધું: 'વિજ્ઞાનની વસ્તુઓમાં અમે રસ લઈએ છીએ, વ્યકિતઓમાં નહિ.' મેરીના જીવનનો મુદ્રાલેખ અને તેના ચારિત્ર્યનું વર્ણન આ વાકયમાં આવી જાય છે. એક મોટા પુસ્તકમાં જે ન લખી શકાય તે બધું મેરીએ આમાં સમાવી દીધું છે.

## ડૉક્ટરની પદવી

૧૭

૧૯૦૩નો જૂન માસ. સોરબોનના એક ખંડમાં એક યુવાન સ્ત્રી પાટિયા પાસે ઊભી હતી. આ સ્ત્રીએ પોતાનો મહા નિબંધ (થિસીસ) તૈયાર કરવા પાંચ વર્ષ એકસરખી મહેનત કરી હતી, અને એક મહાન શોધ દુનિયાને આપી હતી. આ શોધને લગતાં બીજાં કામોમાં પોતાની પરીક્ષાનું કામ એક કોરે મૂકી રાખ્યું હતું. ને આજે પોતાના પરીક્ષકો સમક્ષ એ હાજર થઈ હતી.

પ્રણાલિકા મુજબ મેરીએ પોતાના કાર્યનો હેવાલ પરીક્ષકોને અગાઉથી મોકલી આપ્યો હતો. પણ એક ન માની શકાય એવી ઘટના બની. મેરી આજે નવા પોશાકમાં આવી હતી. સત્ય વાત એમ કહી કે બ્રોન્યાએ પરાણે નવાં કપડાં લેવડાવ્યાં હતાં! ખંડ ચિકાર ભરાઈ ગયો હતો. વિજ્ઞાન-રસિકો મેરીની અદ્વિતીય રસમય સંશોધનની વિગતો સાંભળવા એકઠા થયાં હતા. મેરીના વૃદ્ધ સસરા ડૉ. ક્યુરી, પીરે મહાશય અને બ્રોન્યા એક બાજુ બેઠાં હતાં. મેરીના શિષ્યાઓ પણ પોતાની શિક્ષિકાને તાળીઓથી વધાવવા આવી હતી.

પરીક્ષકોએ પોતાની જગ્યા લીધી. એક પછી એક પ્રશ્નો પૂછાવા લાગ્યા. મેરીએ નમ્રતાપૂર્વક જવાબ આપવા માંડયા. અને ચાકથી પોતાની વિગતો પાટીઆ પર લખી પૂરતી સમજૂતી આપી. સાધનોનાં ચિત્રો પણ દોરી બતાવ્યાં.

વૈજ્ઞાનિકો શબ્દાડમ્બર અને ટીકાઓને પસંદ કરતા નથી. વિજ્ઞાન ફેકલ્ટીના અગ્રેસરોએ ચાલતી પ્રણાલિકા મુજબ મેરીને પદવી આપી. પ્રોફેસર લિપ્પમાને પરંપરાએ ચાલતું આવેલું સૂત્ર બોલી નાખ્યું:

'પેરીસની યુનિવર્સિટી તમને ભૌતિક વિજ્ઞાનમાં ડૉક્ટરની પદવી માનસહિત આપે છે.'

તાળીઓનો ગડગડાટ થઇ ને સમી ગયો. એક વૃદ્ધ વિદ્વાન તરીકે બીતાં બીતાં પ્રોફેસર સાહેબે ઉમેર્યું: 'આ મંડળની વતી, અમારા ધન્યવાદ આપવા ઈચ્છું છું.'

*

ક્યુરીનું નામ હવે ખૂબ જાણીતું થયું હતું. ક્યુરી દંપતી પૈસેટકે વધારે સુખી હતાં, પણ સુખની ઘડીઓ જીવનમાંથી ચાલી ગઈ હતી. મેરીએ જીવનનો આનંદ અને ઉત્સાહ ગુમાવ્યો હતો. માત્ર વૈજ્ઞાનિક સંશોધનમાં હવે તે મન પરોવી ન શકતી. દરરોજના બનાવોએ તેના જ્ઞાનતંતુઓને ખૂબ અસર કરી હતી. રેડિયમની શોધની ઉજવણી અને નોબેલ પારિતોષિકે આપેલી ખ્યાતિને અંગે મળેલી જાહેરાતના ધાંધલે તેનો સ્વભાવ ચીડિયો બનાવી દીધો હતો. અધુરામાં પુરું પીરે મહાશયની તબિયત લથડી હતી. તેમને સંધિવાનો રોગ લાગુ પડયો હતો. મેરીએ પેરીસ નજીકના

પાછું એ જ સાદું શાંત જીવન શરૂ થયું. ઘરકામ માટે નોકર રાખવામાં આવ્યા હતા, એટલે મેરીને કામ ઓછું થયું હતું. ભલી ભોળી નોકરબાઈ ને આ બધું વિચિત્ર લાગતું. કોઈ દિવસ તેની રસોઈની વાનીઓ શેઠ સાહેબ કે બાઈ સાહેબ વખાણતાં નહિ કે તે સંબંધી વાત કરતાં નહિ મૂંગે મોંએ જે હોય તે ખાઈ લેતાં. એક દિવસ બાઈએ શેઠનો અભિપ્રાય માગ્યો. જવાબમાં મોન્સીયર પીરે બબડયા, 'મેં માંસની કઢી ખાધી ?' પછી ઉમેર્યું; 'તદ્દન શકય છે'

જવાબથી તો બાઈ ઠંડી થઈ ગઈ.

ગમે તેટલું કામ હોય છતાં મેરી બંને બાળકોની સંભાળ લેવાનું ચૂકતી નહિ નોકરને બાળકો સોંપવા પડતાં; પણ બધી બાબતની તપાસ કર્યા વિના તેને જંપ વળતો નહિ.

મહેમાનને બોલાવ્યા હોય તો મેરી વાનીઓ માટે ખૂબ સંભાળ લેતી અને સારામા સારા ફળ જાતે લઈ આવતી.

ક્યુરી દંપતીએ હવે થોડું ફરનીચર વસાવ્યું હતું. થોડીક ખુરશીઓ ક્યુરી કુટુંબના ઘરમાંથી લાવવામાં આવી હતી કોઈવાર નામાંકિત મહેમાનો પણ આવતા. ફ્રાંસના અગ્રગણ્ય વિજ્ઞાનીઓ પણ ગાઢા સંબંધીઓ તરીકે આવતા.

ક્યુરી દંપતી માટે નવો યુગ શરૂ થતો હતો; કેમ તેમને મદદ કરવા વિચાર કર્યો હતો.

પ્રથમ ભૂમિકામાં, પીરેને ફ્રેંચ એકેડમીમાં નીમવાની ગોઠવણ હતી. દરખાસ્ત અમાન્ય પણ થઈ હતી, એ આપતું

જોઇ ગયા છીએ. આ વખતે પીરેને મિત્રોએ સમજાવ્યા અને મત એકઠા કરવા મુલાકાતો લેવા નીકળી પડયા. એકેડેમીની બેઠક મળી. મિત્રોએ તેમની નિમણૂક ખાત્રીબંધ માની લીધી હતી; પણ પરિણામ ઉલટું આવ્યું! તેમનો હરીફ ચુંટાઈ ગયો! એક પત્રમાં પીરેએ હૃદય ઠાલવ્યું: 'એકેડેમીનો ઉપયોગ શું છે એ હજી સુધી મને સમજાતું નથી.'

યુનિવર્સિટીમાં પીરેને ભૌતિકવિજ્ઞાનના પ્રોફેસર તરીકે નીમવા નવી જગ્યા કાઢવામાં આવી, અને તેમને એ જગ્યા આપવામાં આવી પણ નિમણૂક સ્વીકારનાં પહેલાં તેમણે પૂછી લેયું: 'મારા માટે પ્રયોગશાળા કયાં છે?'

પ્રયોગશાળા? એનો સવાલ ઊઠતો નથી! જો પીરે સોરબોનમાં પ્રોફેસર થાય તો પ્રયોગો કરવાનું તેમને માટે અસંભવિત હતું, વધારામાં ભૌતિક સ્કૂલની બે ઓરડીઓ પણ જાય! પીરેએ ખૂબ નમ્રતાપૂર્વક જણાવ્યું કે 'પ્રયોગો કરવાની સગવડતા નથી, એટલે એમણે એ જગ્યા નહિ લેવાનો નિર્ણય કર્યો છે.'

પાછા ચક્રો ચાલ્યાં. યુનિવર્સિટીએ પ્રયોગશાળા બાંધવા સરકાર પાસે મંજુરી માગી. આખી યોજના લગભગ સ્વીકારવામાં આવી, પણ એમાં વાંધો પડયો. મકાન અને સાધનો વસાવવાનું ખર્ચ બધું સરખું ગણવામાં આવ્યું. બિચારો પીરે છેતરાયો! સરકારી યોજના પડી ભાંગી. એ મસાલદાર સ્ત્રીએ કયુરીને મદદ આપવાનું કહેવડાવ્યું, પરંતુ તેમાંથી પણ કાંઇ પરિણામ ન આવ્યું આઠ વર્ષ પછ

[illegible]

એક ગામડામાં ઘર ભાડે રાખ્યું અને પતિ અને પુત્રીની સંભાળનું કામ ઉપાડી લીધું. પીરેનું શરીર ઘસાઈ ગયું હતું: તેમના મનમાં એવું ઠસી ગયું હતું કે કોઈ ભય તેમને માથે તોળાઈ રહ્યો છે. આ યુવાનને મોતની બીક લાગી ગઈ હતી!

મેરીની સ્થિતિ પૂગ કપરી હતી. છેલ્લાં ૨૦ વર્ષથી મજૂરી કરવાનું તેને માથે પડયું હતું. અભ્યાસ માટે ભંડકિયા જેવી ઓરડીમાં વર્ષો કાઢયાં અને પરણ્યાં પછી પણ કામ તો તેને છોડી ગયું નહિ. કોઇકવાર તેને છૂટવાનું મન થતું. રેડિયમ છોડી, ખાવા, પીવા અને નાચવાનું તેને મન થઇ આવતું: પણ આમ બની શકતું નહિ. રોજ નવી નવી ઉપાધિઓ આવતી ૧૯૦૪નું વર્ષ દુ:ખદાયી થવાનું હતું. મેરી સગર્ભા હતી. સ્કૂલમાંથી રજા લીધી સૂવાવડનો સમય આવતાં સુધીમાં તદ્દન નંખાઈ ગઈ હતી તેને કાંઈ ગમતું નહોતું જીવન કંટાળારૂપ બની ગયું હતું.

'હું આ બાળકને શા માટે દુનિયામાં લાવું છું? અમારું જીવન કષ્ટમય છે, સૂકું છે; એ નિર્દોષ પર શા માટે આ બધું લાદવું?' મેરી વારવાર બોલ્યા કરતી. ૧૯૦૪ના ડિસેમ્બરની ૬ઠ્ઠી તારીખે પુત્રી ઇવનો જન્મ થયો.

આ પ્રસંગે મોટી બહેન બ્રોન્યા આવી હતી. તેના શાંત સ્વભાવે મેરીની ગમગીની ઉડાડી મૂકી. નવા બાળકના સ્મિતોએ મેરીને આહ્લાદિત કરી. મેરીને નાનાં બાળકો પ્રત્યે ખૂબ મમતા રહેતી. પહેલી દીકરીને માટે કર્યું હતું તેમ બીજી પુત્રી માટે મેરીએ બધી નોંધો રાખવા માંડી. સૂવાવડના આરામ પછી

મેરીને જીવનમાં સ્વાદ આવવા લાગ્યો: પુનઃ પ્રયોગશાળામાં જવાનું શરૂ કર્યું. પછી તો દરેક બાબતમાં રસ આવવા લાગ્યો અને ઘર, પ્રયોગશાળા—બધામાં ગોરી પૂર્વવત્ ગૂંથાઈ.

૧૯૦૫માં પોલેંડમાં બળવો થયો. મેરી પોતાની માતૃભૂમિના બનાવોમાં ખૂબ રસ લેવા લાગી. ૧૯૦૫ના માર્ચના એક પત્રમાં મેરીએ જોસેફને લખ્યુ: 'આપણા દેશને કાંઈક ફાયદો થશે એવી આશા તમે રાખો છો તે મેં જાણ્યું. કાશીમીર અને બ્રોન્યા પણ એમ માને છે. એ આશા નાસીપાસીમાં ન પરિણમે એ હું ઇચ્છું છું, બળવાને કોઈ રીતે પણ ટેકો આપવો જરૂરી છે એમ હું માનું છું' મેરીએ દેશના આ કાર્ય માટે થોડી મદદ પણ મોકલી.

પીરેની તબિયત કાંઈક સુધરી: મેરી પણ ખુશ રહેવા લાગી. એટલે અત્યાર સુધી મુલત્વી રાખેલી સ્ટોકહોમની મુલાકાત અને નોબેલ પારિતોષિકનુ ભાષણ આપવાનું તેમને યાદ આવ્યું. દંપતી મુસાફરીએ ઉપડયાં. અને ૧૯૦૫ ના જુનની ૬ઠી તારીખે પીરેએ પોતાની પત્ની મેરી અને પોતાના તરફથી સ્વીડીશ એકેડેમી સમક્ષ રેડિયમ પર ભાષણ કર્યું. આ શોધના પરિણામો શું આવશે તેના પર વિવેચન કર્યું: 'રેડિયમની શોધથી જ્ઞાનની અભિવૃદ્ધિ થઇ છે. શોધનાં શુભ પરિણામો આવ્યાં છે પણ એ વસ્તુ સેતાનના હાથમાં પડે તો?' પીરેએ ભાષણ સમેટી લેતાં પોતે સવાલ પૂછયો અને પોતે જવાબ આપ્યો કે "તો રેડિયમ અતિ ભયંકર નીવડશે."

સ્વીડનના વૈજ્ઞાનિકોએ કયુરી દંપતીનો ખૂબ સત્કાર કર્યો. બધું પતી ગયા પછી ખૂબ આનંદપૂર્વક દંપતી પાછાં ફર્યાં

સરકારના અનેક નિર્ણયોમાંથી એકે પીરેને પૂર્ણ આનંદ આપ્યો. તેમને ત્રણ મદદનીશ, પ્રયોગશાળા માટે એક ઉપરી અને એક આસીસ્ટંન્ટ અને એક હમાલ મળ્યો. મેરીને પ્રયોગશાળાની ઉપરી નીમવામાં આવી. અત્યાર સુધી મેરીને કોઈપણ જાતની ઊભા રહેવાની જગ્યા નહોતી બધું કામ તેણે કોઈપણ જાતના પગાર કે નિમણૂક વિના કર્યું હતું. આથી પહેલીવાર મેરીને તેના પતિની પ્રયોગશાળામાં હક્કની રૂએ જગ્યા મળી. ફ્રાંસની યુનિવર્સિટીએ મેરીને ભૌતિક વિજ્ઞાનના ઉપરી તરીકે નીમી અને ૨૪૦૦ ફ્રાંકનો પગાર કરી આપ્યો. રેડિયમની શોધ માટે મશહૂર થયેલ એક-ઢાળિયાને મેરીએ છેલ્લી સલામ કરી; તેમાંથી ઉપયોગી સાધનો ખસેડવામાં આવ્યાં.

## એપ્રીલ ૧૯, ૧૯૦૬

### ૧૮

ગુરુવારનો સૂરજ ઊગ્યો. દિવસ ભારે લાગતો હતો. અંધારું ખૂબ હતું; કામમાં પણ વરસાદ ખલેલ કરતો હતો. આજે પીરે વિજ્ઞાન ફેકલ્ટીના પ્રોફેસર મંડળ સાથે જમવાના હતા; ત્યાંથી પછી પ્રકાશકને ત્યાં પ્રૂફ તપાસવા જવાના હતા; ત્યાંથી ઈન્સ્ટીટયુટમાં જવાના હતા. મેરીને પણ ખૂબ કામ હતુ

સવારમાં પીરે બહાર નીકળી પડયા. મેરી, વૃદ્ધ સસરા ડૉ. કયુરી અને પુત્રીઓ બધાં સવારનો નાસ્તો કરતાં હતાં, ત્યારે પીરે મહાશય પોતાના સહકારીઓ સાથે હૉટેલમાં, સંશોધન સોરબોન વગેરે વિષયોપર વાતચીતમાં પડયા હતા. પ્રયોગશાળામાં અકસ્માતો ઓછા કરવાની ચર્ચાયેલ યોજનાને તેમણે પોતાનો ટેકો આપ્યો.

અઢી વાગ્યે તે મિત્રોથી જુદા પડયા. વાદળાંથી આચ્છાદિત આકાશ તરફ નજર કરી; છત્રી ઉઘાડી. પ્રકાશકને ત્યાં ગયા, પણ તે દિવસે હડતાળ હતી એટલે દુકાન બંધ હતી. ત્યાંથી પેરીસની સૌથી વધારે ગીર્દીવાળી રૂ ડાફીન નામની

ગલ્લી તરફ ગયા. સાંકડી પગથીપર ગીર્દી હતી, તેથી તેઓ ખુલ્લા રસ્તા તરફ વળ્યા. વિચારમાં ડુબેલા મનુષ્યની ગતિએ તે આગળ ચાલ્યા. એક ગાડીની પાછળ રસ્તો ઓળંગતા હતા: શેરીના ખૂણે ખૂબ ઘોંઘાટ હતો, ટ્રામ જતી હતી, તેવામાં રસ્તા પર થઈને એક ભારે બે ઘોડાની ગાડી નીકળી અને રૂ ડોફીનમાં દાખલ થઈ.

પીરે સામે જવા માગતા હતા: તેમણે ગાડીનો આશ્રય છોડી દીધો હતો. થોડાં પગલાં આગળ ચાલ્યા, એટલામાં એ ઘોડાગાડીની હડફેટમાં આવી ગયા. પીરેએ ઘોડાની છાતીએ વળગી રહેવા પ્રયત્ન કર્યો; પણ લપસણા રસ્તા પર તેમના બૂટની એડીઓ ખસી ગઈ. ત્રાસની બૂમ ઊઠી. પીરે ઘોડાના પગ નીચે આવી ગયા હતા. રાહદારીઓએ બૂમો પાડી ગાડીવાનને લગામ ખેંચવા કહ્યું, પણ બધું વ્યર્થ! ઘોડા દોડ્યા જતા હતા.

પીરે નીચે પડયા, પણ કાંઇ ઈજા થઈ નહોતી તેમણે એક પણ બૂમ ન પાડી. તેમના શરીરને અડકયા વિના ઘોડાના પગ અને ગાડીનાં આગળનાં બે પૈડાં આગળ ચાલ્યાં ગયાં. પણ પાછળનાં પૈડાંને અડચણ નડી અને તેમને કચરી નાખી પૈડાં આગળ વધ્યાં. પીરેના માથા પરથી પૈડું ચાલ્યું ગયું: મનુષ્યના માથાની ખોપરી ફુટવાનો અવાજ થયો; કાદવમાં ચોમેર ચીકણો પદાર્થ ઊડયો!

પોલીસે શરીર લઈ લીધું: પણ આત્મા ચાલ્યો ગયો હતો. કોઈ ગાડીવાળાએ તેમને લેવાની હા ન પાડી વખત પસાર થતો ગયો: લોકો એકઠા થવા લાગ્યા અને પીરેને કચડ-

નાર ગાડીવાન તરફ ધિક્કાર દર્શાવવા લાગ્યા. આખરે સ્ટ્રેચર આવ્યું અને શબને પોલીસ સ્ટેશન પર લઈ જવામાં આવ્યું. કોઈ જાણતું નહોતું કે આ અકસ્માતનો ભોગ થનાર કોણ છે? છેવટે ખિસ્સામાં કાગળિયાં તપાસતાં માલુમ પડયું કે અકસ્માતનો ભોગ થઈ પડનાર સુપ્રસિદ્ધ વૈજ્ઞાનિક પીરે કયુરી છે: ત્યારે લોકોનો ગુસ્સો હદ ઓળંગવા લાગ્યો. પણ પોલીસે વચ્ચે પડી મામલો શાંત પાડયો.

સાયન્સ ફેકલ્ટીને ફોનથી ખબર આપવામાં આવ્યા.

ફ્રેંચ પ્રજાસત્તાકના પ્રમુખનો પ્રતિનિધિ કયુરીના મકાન પર ગયો, પણ 'મેડમ ઘરે નહતી' એટલે ખબર આપ્યા વિના તે ચાલ્યો ગયો ફોન પર ફોન આવવા લાગ્યા. વૃદ્ધ ડૉ. કયુરીના વિસ્મયનો પાર નહોતો. ઘરે આવનારાના ચહેરા કોઈક આફત બતાવી આપતા હતા. ડૉ. કયુરીએ કાંઇ પણ પૂછ્યા વિના કહી દીધું, 'મારો દીકરો મરી ગયો છે!' પછી તો અકસ્માતનો હેવાલ સાંભળીને દાક્તરનું હૈયું હાથ રહ્યું નહિ.

છ વાગ્યા. મેરી ઘરે આવી. અકસ્માતની ખબર મળી. સાંભળીને તે સ્તબ્ધ બની ગઈ. નિશ્ચળતાની મૂર્તિ જોઈ લ્યો. આંખમાંથી એક આંસું ન નીકળી શકયું કે એક ડીબકું પણ ન ભર્યું. જાણે લાકડાની પૂતળી! ખૂબ લાંબા મૌન પછી તેના હોઠ હાલ્યા અને ધીમેથી પૂછયું; 'પીરે મૃત્યુ પામ્યા? ખરેખર મૃત્યુ?'

મેરીએ પોતાનો પ્રિય પતિ ગુમાવ્યો: દુનિયાએ એક મહાન પુરુષ ગુમાવ્યો. વરસાદ અને કાદવમાં થયેલા આ ભયંકર મૃત્યુએ પ્રજાને હચમચાવી મૂકી. દુનિયાનાં છાપાંઓએ આ

કરુણ અકસ્માત લંબાણુથી છાપ્યો. દિલસોજીના સંદેશાનો પાર ન રહ્યો. લોર્ડ કેલ્વીન, આરસેલીન બરથીલો; લીપ્પમાન, પીરે ક્યુરીના લેબોરેટરી આસીસ્ટંટ શેવેનો વગેરે નામાંકિત વિજ્ઞાનીઓના સંદેશા તેમાં હતા. મેડમ ક્યુરી, ઉલ્લાસભરી મેરી આજે 'સુવિખ્યાત વિધવા' બની હતી. એને કીર્તિની લપ ગમતી નહોતી.

સરકારી માન વગેરેમાંથી બચવા મેરીએ દફનક્રિયા બે દિવસ મુલતવી રખાવી. સરઘસ, પ્રતિનિધિ મંડળો અને ભાષણો બંધ રખાવ્યાં અને પોતાના પતિને તેની માતાની કબર નજીક સાદાઈપૂર્વક દફનાવવા માગણી કરી. પણ કેળવણી પ્રધાને એ બધાની ઉપરવટ થઈ, દફનક્રિયામાં ભાગ લીધો. કાળા પહેરવેશમાં મેરીને પત્રકારો સંતાઇને જોઈ રહ્યા. પોતાના સસરાના હાથના ટેકે મેરી સ્મશાન પહોંચી. થોડો વખત શાંતિપૂર્વક નિશ્ચળ ઊભી રહી અને ફૂલનો ગજરો આવ્યો કે તરત લઈ લીધો: અને મૃતદેહ પર બધાં ફૂલ છૂટાં પાડીને વેરવા લાગી. પછી હાજર રહેલાના આશ્વાસનો સ્વીકારવા ઊભા ન રહેતાં, એક પણ શબ્દ ઉચ્ચાર્યા વિના તે સ્મશાન છોડી ચાલી ગઈ.

પછી તો મરહૂમ પીરેનાં સ્તુતિ-સ્મરણો ગવાવા લાગ્યાં. સોરબોન, ફ્રેંચ અને અન્ય પરદેશી વિદ્વાન વિજ્ઞાનમંડળોએ પીરેના મૃત્યુને લગતા ઠરાવો પસાર કર્યા.

મેડમ ક્યુરીની ડાયરીમાંથી આ દિને નોંધ મળી આવે છે: 'દફનક્રિયાના બીજે દિવસે મેં નાની ઇરીનને બધી વાત કરી. પ્રથમ તો તે ન સમજી અને કાંઈ પણ કહ્યા વિના

